મૂલ્ય મફત.

પ્રત. ૫૦૦૦

સારા વિદ્વાન લેખકના હાથનું લખેલું

# નૉવેલ

દરેક મહીનાની પુનમે
અમદાવાદમાં
બહાર પડે છે.

# જમાનાનો જાદુગર અને હાલનો સુધારો.

સં. ૧૯૬૫

સને ૧૯૦૯

અંક ૧ લો.

છાપી પ્રસિદ્ધ કરનાર.
ધી રત્નસાગર પ્રિન્ટીંગ પ્રેસ.
ઠે. માણેકચોક—અમદાવાદ.

# જમાનાનો જાદૂગર.

## હાલનો જમાનો.

### પ્રકરણ ૧ લું.

### રખડતો દુઃખી મુસાફર.

ખભા ઉપર જીર્ણ વસ્ત્રનું પોટકું અને દોરી લોટો તળગાડેલો તથા જમણા હાથમાં વાંસની લાકડી પકડેલી હતી; ઢીંચણ સુધી નીચું જાડું પોતીયું પહેરેલું હતું. માથા ઉપર ઝાંખા રંગની છેક ફાટી ગએલી હલકી પાઘડી કે જેની કીંમત બે આના પણ ઉપજે નહી તેવી હતી. એવો એક તરૂણ જુવાન માણસ તેની ઉમર લગભગ આશરે અઠાવીસ વરસની ઉમર હતી. તે દેખાવમાં ભવ્ય અને ચેહેરાદાર હતો, તેની વિશાળ આંખ્યો નિર્મળ છતાં આનંદ ઉપજાવે તેવી હતી; તેનું શરીર ગૌર અને દ્રઢ તથા કદાવર હતું. તેના મુખની કાન્તી ખરેખર બીજા માણસો વચ્ચે માન્યપાત્ર થાય તેવી હતી. તેણે પોતાના કપાળ પ્રદેશ ઉપર ભસ્મ લગાવેલું હતું અને ગળામાં રૂદ્રાક્ષની માળા ધારણ કરેલી હતી તેણે પોતાના બન્ને કાનમાં ઝીણા રૂદ્રાક્ષના ત્રણ ત્રણ મણકાની લોલક રાખેલી હતી. તેથી તે જોતાં સહજ જણાતું હતું કે તે શીવધર્મનો માનનાર હોવો જોઇએ. તેવો એક તરૂણ માણસ જોસભેર ચાલ્યો જતો હતો. આ વખતે ગ્રીષ્મ રૂતુનો તાપ સખ્ત પડતો હતો. એટલે આ સમયે વૈશાખ ઉતરતો અને જેઠ મહીનો બેસવાની શરૂવાતીનો વખત હતો, તેથી સૂર્યનો તાપ સખત પડતો હતો. મધ્યાન્હકાળ હોવાથી સુર્ય માથે આવ્યો હતો. સઘળી જમીન અંગારાની માફક તપી ગયેલી હતી; પવન પણ ઉન્હો ફુંકાતો હતો. આકાશમાં ફરનારાં પ્રાણીમાત્ર ઝાડનો આશ્રય લઇને બેશી રહ્યાં હતાં. ત્યારે તે વખતે આ મુસાફર તેવા વિકટ તાપમાં અને વિકટ અરણ્યમાં ચાલ્યાં કરતો હતો તાપથી આકુળ વ્યાકુલ થયેલો કોઇ કોઇ વૃક્ષ નીચે ઉભો રહેતો હતો. અને નિશ્વાસ મુકીને હાય શબ્દ ઉચ્ચારતો હતો. તે વખતે તેની મુખમુદ્રા કેવળ ગરીબ બની ગયેલી જોવામાં આવતી હતી. જેવી રીતે ટોળામાંથી છુટી

જયેલું મૃગલું ચારે બાજુ ભયથી જોતું ફરે છે તેવી રીતે આ મુસાફર હાય હાય ચાચક શબ્દો કાઢતો એકલો છતાં જંગલમાં ચારે બાજુ જોયાં કરતો; પણ પીવાને માટે જળનું સ્થાન કંઇ પણ જોવામાં આવતું નહોતું તેથી ધીરજ રાખીને પાછો ત્યાંથી તેણે આગળ ચાલવાની શરૂવાત કરી. છેવટે બાર ઉપર ત્રણ વાગ્યા સુધી વિકળ થએલો તથા તૃષાને વેઠતો ચાલ્યાં કર્યું ત્યારે તે સુંદર ઝાડીની ઘટામાં આવી પોહોચ્યો અને ઘણા વિસ્તારવાળું સરોવર જોયું. તે જોઇને તેને ધીરજ આવી. અને તે સરોવરના કિનારા ઉપર જઇ પોહોચ્યો. પ્રખર તાપથી પરશેવાના રેલા અંગ ઉપર વળિ ગયા હતા તેથી કપડાં ઉતારીને તુરતજ તેણે ઠંડા જળમાં સ્નાન કર્યું, અને પાણી પીઈ લીધું મોટા લોટામાં કેટલુંક પાણી ભરીને અને વસ્ત્ર પહેરીને તળાવના મોટા અને ઊંચા કીનારા ઉપર અનેક વૃક્ષોની ઘટામાં તેણે પ્રવેશ કર્યો અને નજર કરે છે એટલે એક ઝાડની નીચે કોઇ મુસાફર ભાથું ખાવા સારૂ બેઠેલો તેના જોવામાં આવ્યો અને તેજ પ્રમાણે પેલો ભાથુ ખાનાર મુસાફરે આ નવિન આવેલા મુસાફરને જોયો. તેથી તે મુસાફરે આ તરૂણ મુસાફરને પોતાની પાસે આવવાને આતકાર પુર્વક સાન કરી, તે જોઇને આ મુસાફર તેની પાસે જઇને બેઠો. અને તે પણ પોતાની ઝોળીમાંથી શેકેલી ઘઉની ધાણી સાથે ગોળ મેળવ્યો હતો તે ફાકવા લાગ્યો. ભાથુ ખાતાં ખાતાં બન્ને જણે વાત કરવાની શરૂવાત કરી. બન્યો પૈકી એક મુસાફર જે કે રોટલા ખાતો હતો તેણે પેલા મુસાફરને કહ્યું કે હે ભાઇ! તમારી કાન્તી અને તમારો દેખાવ જોતાં જણાય છે કે તમે કોઈ સારા કુલીન માણસ છો છતાં તમે આહાવા તાપમાં એકલા શા માટે મુસાફરીએ નીકળી પડયા છો હું જાતનો કોળી ઠાકરડો છું અને અહીંથી પચીસ કોસ ઉપર વિંધ્યાદ્રી પર્વતોની મધ્ય ઉંચાણ ડુંગરાઓમાં અમારૂ ગામ છે. તેમાં હું રહું છું. તે પ્રદેશનો જે રાજા છે તેમણે મારા બાપદાદને એક ગામ તાંબા પત્રથી લખી આપ્યું છે અમારા દાદાદોએ તેગના વડીલની નોકરી ઘણીજ સારી ઉઠાવી છે. અલાઉદીન બાદશાહે જે વખત ચઢાઈ કરી તે વખતે મારા વડીલોએ પોતાનાં મસ્તક આપ્યાં છે અને યુદ્ધમાં જય મેળવ્યો છે સબબ તે વખતનું ઇનાયત થએલા ગામનો હું વોહવટ કરૂંછું. તે ગામનું ઉત્પન સરાસરી બાર હજાર રૂપીઆનું છે. મારા તાબાના ગામમાં દસહજાર વીઘાં જમીન છે. ડુંગરાઓમાં મધ્ય ભાગમાં અને ખીણોમાં વગર વરસાદે ધાન પાકે છે. મકાઈ બેસુમાર થાય છે હે મહારાજ! તમારા ગળામાં રૂદ્રાક્ષની માળા જોતાં તમે બ્રાહ્મણ છો એમ સ્પષ્ટ જણાય છે. તેથી તમ-

પુજનીક સમઝીને હું તમારા દર્શનનો લાભ લઉછું મારી સ્થિતી મારા પ્રમાણમાં ઘણી સારી છે એમ હું માનુછું. હું ડુંગરી પ્રદેશનો રહેનારછું તેથી અમારી વસ્તી ઘણી અભણ અજ્ઞાન અને સાહસ કૃત્ય કરનારી છે. તે સાથે તેઓ પોતાના માલિક (રાજા)ને મસ્તક આપવા તૈયાર થાય છે. તેઓ બોલેલુ પળ્યા વીના રહેતા નથી. માત્ર વિદ્યાનો લાભ ન હોવાને લીધે તેઓને જંગલના જંગલી શહવાસ પુરતો અનુભવ પ્રાપ્ત થએલો છે. માત્ર હુંજ વિદ્યારૂપી સમુદ્રમાંથી કાંક ચાંચ બોળી શકયો છું. કારણકે અમારા રાજા જે વખતે કુમાર હતા, તે વખતે મારી ઉમ્મર પણ તેમના જેટલી હતી. તેથી રાજકુમાર વિદ્યાલયમાં તે જ્યારે અભ્યાસ કરતા હતા ત્યારે હું પણ તેમની પાસે રહીને અભ્યાસ કરતો હતો. કારણકે મારા પિતા ઉપર તે વખતે હાલના રાજાના પિતાની સંપૂર્ણ કૃપા હતી તેથી મને અભ્યાસ કરાવવાને માટે તેમણે ગોઠવણ કરી હતી. અને તેવા અલભ્ય લાભને લીધે તે શાળામાં સારસ્વત તથા સસ્કૃત ભાષાનાં કેટલાંક સાહિત્યો અને પંચકાવ્ય વિગેરે હું જોઇ શકયોછું ગણીતમાં પણ સારી રીતે જાણુંછું. હું મહારો વખત મહારા પુસ્તકાલયમાં પુસ્તકો વાંચવામાંજ કાઢુ છું, અને મનમાં નહી રીતે હું એકલોજ પર્વતની સુગંધ હવા અને નિર્મળ જગનો લાભ કરીને લઉછું. યદ્યપિ અફસોસ કે કોઇ વિદ્વાન ગુણી સજ્જનનો લાભ હું લઈ શકતો નથી. અત્યારે મેં તમને દીઠા તેથી હું પોતે ઘણોજ આનંદ પામ્યોછું. હું વિનોદપુર નગરમાં કારણ માટે ગયો હતો અને તે મોટા નગરમાં એક અઠવાડીયું વ્યતિત કરીને હવે ત્યાંથી હું મારા ગામ જવાને બે દીવસથી નિકળ્યોછું. મુસાફરી કરતાં થાકી ગયોછું. હજુ બે દીવસનો રસ્તો મારે ગામ પોહોચવાનો છે. માટે આપ કૃપા કરીને મારે ગામ થોડા દીવસને માટે પધારશો તો મને તમારા સહવાસથી ઘણોજ આનંદ થશે. હું તો મારા ગામમાં ઘણા કાળ સુધી તમારા જેવા સજ્જનને વસાવીને રાખવા ઈચ્છા રાખુંછું. યદ્યપિ તે દૈવ આધીન છે—હે દ્વીજ દેવ! તમે કયાંથી નીકળેલા હાલ કયાં જવા ઈચ્છોછો ?

આ પ્રમાણે તે મુસાફરની હકીકત સાંભળીને બ્રાહ્મણ મુસાફરે પોતાની વાત કેટલીક છુપી રાખીને કહેવા લાગ્યો કે મહેરબાન! હું પણ સંસ્કૃત પાઠશાળામાં શિક્ષકછું. મને ત્રણ ભાષાનુ જ્ઞાન છે. એટલે ફારશી, ઉરદુ અને સંસ્કૃત જાણુંછું. તે સીવાય સાહીત્યના વીષયો મેં જોયા છે. યદ્યપિ એકજ નગરમાં એકજ જગોએ પડી રહેવા કરતાં દેશ વિદેશની હીલચાલ જોવાની મારી ઇચ્છા થવાથી હું તે નોકરી વિગેરે ખટ-

કોઈ વખતે જોઈ પણ નહી હોય તેમ સાંભળી પણ નહી હોય તેવી

# ☞ નવીન મેન્થોલ પાઈપ. ☜

### જો તમો બીડી પીવાને કાયર થયા હોય અગર બીડીનું વ્યસન કાઢી નાંખવા માગતા હોય તો આ પાઈપ વાપરશો.

આ પાઈપને સળગાવવી પડતી નથી, તેમ તેમાંથી ધુમાડો પણ નીકળતો નથી ફકત પીવાથી બીડીનું વ્યસન મુકી દેવાય છે. તેમ તેનાથી શરીરના ઘણા ખરા રોગને આરામ થાય છે. અને તેમાં બે મહીને એક પૈસાનું ખરચ થાય છે ને તે પાઈપ વારસોના વરસ ચાલ્યાં કરે છે.

જે માણસો દમ તથા હાંફણના દરદથી હેરાન થતા હશે તેમને આ પાઈપનો થોડો વખત સેવન કર્યાથી તે રોગોને મટાડે છે.

તે સીવાય આ પાઈપમાં એવા ગુણ સમાયલા છે કે તેનાથી દમ, હાંફણ, ખાંશી, સળેખમ, ઉધરસ, છાતીનો દુખાવો, પેટમાં આવતી ચુંક, માથાનું દુખવું વીગેરે દરદો ફકત આ પાઈપ પીવાથી સારાં થાય છે. અને ખોરાક પણ હજમ કરે છે. ને આ પાઈપ એવી તો સરસ છે કે તેને નાનાથી મોટા દરેક માણસો વાપરી શકે છે. ને જોવામાં આબેહુબ બીડી જેવી મનને ખુશ કરે તેવી છે. કીંમત રૂ. ૦-૮-૦ આઠ આના.

# નેન્સ મેજીક સાર્સાપરીલા વીથ આયોડાઈડ.

## (એસ્ટ્રેકટ રેડ જેમીકા.)

આ સાર્સાપરીલામાં એવા ગુણ સમાયલા છે કે તે વાપરવાથી દરદોને જડ મુળથી નાશ કરે છે. ને ફરીથી તે દરદો થવા પામતા નથી આ સાર્સાપરીલાથી બદ, પ્રમેહ, ચાંદી, વીસફોટક, લોહી બીગાડથી થતા દરદો, દરાજ, ખસ, લુખસ, ખરજવું, શરીર ઉપરના કાળા ડાઘ તથા સફેદ ડાઘ, કોડ રગતપીત, કંઠમાળ, નાસુર, ભગંદર, સંધી વા, અર્ધાંગવાયુ તથા પારો અગર રસાયણ ખાવાથી થતા વીકાર તથા વધારે વખત ગરમ દવાઓ સેવન કરવાથી જઠરાગ્નીનું મંદ પડવું, લીવરનો બીગાડ, લોહીની ગાંઠો શરીરનું કાળું પડી જવું. ગરમીથી હંમેસ આંખોનું લાલ રહેવું વીગેરે સર્વે દરદોને આ સાર્સાપરીલા વાપરવાથી વીજળીની માફક અસર કરી ઝટ આરામ કરે છે. ને શરીરમાં બળ વધારે છે. કીં. બા. ૧ ના રૂ ૧-૪-૦ તથા મોટી બા. ૧ ના રૂ. ૨)

## મળવાનું ઠેકાણું-શા. નારણદાસ છોટાલાલ.

જનરલ મરચન્ટ એન્ડ કમીશન એજન્ટ.

ઠે. ત્રણ દરવાજા દુકાન નંબર. ૭૬૮૦-૮૧.

અમદાવાદ.

રાગનો ત્યાગ કરીને આહ્વાની સ્થિતીમાં પ્રવાસ માટે નીકળીપડ યોજ્યું મારી મુસાફરી અત્યાર સુધીમાં ચોકસ વિનાની છે, જ્યાં મારૂ મન માને ત્યાં રોકાઇને અને આનંદી પુરૂષો સાથે મળી તેમનાથી આનંદનો લાભ લઇને આગળ ચાલ્યા જવું એવો મારો ઇરાદો છે, આટલું કહીને તે બ્રાહ્મણ મુસાફર ચુપ થઈ ગયો.

બ્રાહ્મણનું વચન સાંભળીને તે ઠાકરડા સરદારનું હૃદય પ્રફુલીત થયું તેણે પોતાની સાથે લઈ જવા બ્રહ્મણને ઘણોજ આગ્રહ કર્યો તે ઠાકરડા સરદારનો પ્રેમાગ્રહ જોઇને બ્રાહ્મણ મુસાફરે તેની વાત સીકારી લીધી અને ત્યાંથી ભાથુ ખાવાનું કામ તાગીને આગળ ચાલવા લાગ્યા, રસ્તામાં ચાલતાં ચાલતાં કેટલીક વ્યવહારીક વાતોના ગપાટા ચાલવા માંડયા. જેથી મુસાફરી કરવામાં સાંજ પડતામાં બાર કોસ જમીન કાપવામાં આવી હતી. છેક રાત્રીની વખતે વચમાં કોઇ ગામ આવ્યું તેમાં ઉતારો કર્યો. આ ગામ વિંધાદ્રી પર્વતની તળેટીમાં હતુ. અહીંથી તે આડા ડુંગરાની શરૂવાત થઈ હતી, તેથી બ્રાહ્મણ મુસાફરને તે જગો ઘણી વિકટ લાગી, યદ્યપિ સાથે શુરવીર મર્દ જુવાન ઠાકરડો સરદાર હતો. તેથી કોઇ પ્રકારનો ભય નોહેતો. આવેલા ગામમાં આ ઠાકરડા સરદારને પિછાન હતી તેથી તે એક મોટી ઉંચી ટેકરી ઉપર ઠાકરડા લોકોની આનદમય નીચી અને સ્વચ્છ ઝુપડીયો ભણી પ્રવેશ કર્યો, ઠાકરડો સરદાર જે કે જેનું નામ જગમાલ હતું તેને જોઇને તે ગામના ઠાકરડા મુખી પટેલે રાંમ રાંમ રાંમ રાંમ ઉચ્ચાર કરીને ભેટ કરી, અને તુરતજ તેમનું કાંડું પકડીને ઝુપડી બાહેર છુટી વીસ્તીર્ણ જમીન ઉપર ખાટલા ગોદડાં નાંખીને તેમને બેસવાની સોઇ કરી આપી. જગમાલને તો તે ઠાકરડા લોકોનું સ્વજ્ઞાતીને લીધે ખપતું હતું તેથી તેને માટે તે ગામના મુખી પટેલ ઠાકરડાએ પોતાને ત્યાં જમવાની ગોઠવણ કરી અને પેલા બ્રહ્મદેવ મુસાફરને માટે જોઇએ તેટલું ભેંસનું ધારોષ્ણ દુધ મોટા લોટા ભરીને આપ્યુ. અને બાજરીનો આટો તથા ઘીઇ આપીને જુદી ઝુંપડીમાં રસોઇ કરાવી. બ્રહ્મદેવ રસોઇથી જલદી અટપ્યા અને જ્યાં જગમાલનો માંચો ઝુંપડીયોના આગલા ભાગમાં છુટ જગોમાં હતો તેની જોડેજ બ્રહ્મદેવનો ખાટલા બીછાવેલો હતો, તે ખાટલામાં આવીને તે બ્રાહ્મણ મુસાફર બેઠો, અને તેમની પાસે આજુબાજુ તે ગામનો મુખી પટેલ જગમાલની પરોણાગત વ્યવહારમાં આગેવાની ધરાવનાર પોતાના જીગર પ્યારથી કેટલાક નજીકના પાડોશી મર્દ જુવાનો સાથે હોકો ગગડાવતો બેઠો આ વખતે સરાસરી પંદર માણુસોનું ટોળું તે લાયક સરદાર જગમાલની પાસે

બેઠેલું હતું. તે સમયની દ્રષ્ટી જગમાલ સરદાર ભણી લાગુ રહી હતી. આ વખતે કેવળ શાંત મંડળી હતી માત્ર હોકકાનોજ ગડગડાટ ચાલ્યા કરતો હતો. તેમના પરાપૂર્વના જુના રીવાજ પ્રમાણે તે હોકકો વારા ફરતી બધે ફરતો હતો આ વખતે સરાસરી દશ વાગ્યાનો વખત થયો હતો. આકાશ કેવળ નિર્મળ હોવાથી ચંદ્રનો પ્રકાશ સ્વચ્છ હતો. અને તારાગણુની દ્યુતી ચમકારા મારતી શ્રદ્ધા રહિત માણુસોના હૃદયમાં શિક્ષણુ પ્રવેશ કરાવતી હતી. ઘણાખરા લોકો પોતાના ઘરના ખાટલા ઉપાડી લાવીને જગમાલની મુલાખાતનો લાભ લેવાને તેમની પાસેજ પાથર્યા હતા અને તેમાં તેમાં બેશીને હવે શી વાતો થાય છે તે સાંભળવાને આતુર બની રહેલા હતા. વળી ટેકરી ઉપર ગામ હોવાથી આજુબાજુની ઘટ ઝાડી અને તેમાં સુગંધી પુષ્પ તથા વનસ્પતિયોને સ્પર્શાઇને દક્ષિણુ દિશાથી વહન થતો પવન મંદ મંદ અને શીતળ આવતો હતો. તે ટેકરાના નીચાણુમાં મોટી નદી વેહેતી હતી તેથી તેની શોભા પણુ અપૂર્વ દેખાતી હતી. નાહનાં નાહનાં અને નિચાં ઝુપડાંની બાહેર સ્વચ્છ જગોની કોઈ જુદીજ બલિહારી પેલા બ્રાહ્મણુ મુસાફરને જણાઇ આ વખતે ગંભીરમલ્લ અને તેની આજુબાજુના માણુસોની સ્વતંત્ર અને સુખી અવસ્થા જોઇને પેલા બ્રાહ્મણુને ઘણોજ સંતોશ થયો, તેમજ આ વખતે પોતાનું તમામ દુઃખ ભુલીગયો; તેને આ લોકોનો પરિચય ઘણોજ ઉતમ લાગ્યો, જેવીરીતે વિગટ ડુંગરાઓમાં નિવાસ કરનારા તપસ્વિ મુનીજનો મૃગનાં બચ્ચાંના નિવાસથી પરમ આનંદ માની લેછે તેવીરીતે આ બ્રાહ્મણ મુસાફરને તાતકાળીક આનંદ પ્રાપ્ત થયો; એટલામાં હુકકો પીતાં પીતાં ગંભીર મલ્લે પોતાના સાથી મુસાફરને પ્રશ્ન કર્યો કે બ્રહ્મદેવ ! તમે શા વિચારમાં સ્તબ્ધ બનિ ગયાછો ! શું કાંઇ રસ્તામાં ચાલવાના પરિશ્રમથી હવે નિંદ્રા લેવાની ઈચ્છા રાખો છો કે શું ! કદાચ એમ હોય તો આ ગામના હજામ પાસે તમારી પગચંપી કરાવું. અને શરીર ગદડશે એટલે થાક પણુ ઉતરી જશે. પ્રિયભાઇ ! અત્યાર સુધીના પ્રવાસમાં કેટલીક વાતચિત રસ્તાની મુસાફરીમાં થઇ પરંતુ તમે પોતાનું નામ મને જણાવ્યું નથી.

બ્રાહ્મણે કહ્યુંકે મારૂ નામ **વિનોદ શંકર** છે. અને હું રાજનગરમાં રહુંછું—આપે મારા શરીરને ચંપી કરવાને માટે જે કાળજી રાખી છે તેના માટે આપનો મોટો ઉપકાર માનુછું પણ મને તેવી ટેવ પડીજ નથી, કેમકે હું બાલ્યાવસ્થાથી અત્યાર સુધીમાં ચાલતાં મુસાફરી કરવાને ટેવાઇ ગયોછું વળિ કસરતથી મારૂ શરીર પણ દ્રઢ થયેલું છે; માટે એ સંબંધી આપ કાળજી રાખતામાં આપની સાથે આ સમગ્ર માણુસો પ્રત્યે જે વાતચીત

મતી હતી તે સાંભળીને હું મૌન રહ્યો હતો. અને મને આજના પ્રવાસમાં આપના સત્ સંગથી અને અત્રેની આબ હવા તથા ખોરાક વિષયથી આનંદ થયો છે.

એટલું સાંભળી જગમાલે કહ્યું કે પ્રિયભાઇ ! આ ડુંગરી પ્રદેશમાં મકાઇ, બાજરી, જાર અને મગના પેદાશ છે, ઘઉં અને તુવેરની દાળ અહિંયાં મળતી નથી. તો પછી કમોદના ચોખાને સ્વપ્નમાં પણ પામીયે નહી તેથી આ તરફના લોકો છાસ અને મકાઇના રોટલા ઉપર નિર્વાહ ચલાવે છે. અને ઢોરની પેદાશ વિશેષ હોવાથી દુધ, દહી, છાશ, માંખણ અને ઘીઇ એ પ્રકારે પંચામૃતનુ આ તરફ વિશેષ સુખ છે. જંગલમાં બાવળનો, ધવનો, ખેરનો ગુંદ વિશેષ થાય છે. તેમજ કેટલીક વનસ્પતિયો ઔષધીના કામમાં આપનારી આ તરફ નીપજે છે. વનઉપવનમાં સેંકડો મણ મધ મળી આવે છે. અને હરણ તથા મૃગચર્મ ઉંચાં જાતનાં શિકારદ્વારાએ મેળવી શકાય છે, મોટા મોટા કદાવર વાઘનો શિકાર કરવાથી તેના ચામડાં પવિત્ર બ્રાહ્મણોને શયન કરવાને માટે ઉપયોગી થઇ પડે છે.

જગમાલે આ પ્રમાણે કહ્યું એટલામાં વિનોદ શંકર બોલી ઉઠયો કે;

## શ્લોક.

काचः कांचन संसर्गा द्धत्ते मारकति द्युति ॥
तथा सत्सं निधानेन मूर्खोयाति प्रवीणताम् ॥१२॥

## અર્થ.

કાચ જેમ સુવર્ણના સંગથી મરકત મણીની કાંન્તીને ધારણ કરે છે. તેમ સત્પુરૂષના સંગથી મુર્ખ પ્રવીણપણાને પામે છે.

પ્રિય જગમાલ ભાઇ ! આ વિકટ અને જંગલ પ્રદેશમાં આપે વિદ્યારૂપી અમૃતનું પાન કરેલું છે તેથી જંગલ પ્રદેશમાં નિવાસ કરનારાઓના અંતઃ હૃદય મેદાનમાં સુબોધ બીજનું વાવેતર કરવાને તમારો પરિશ્રમ છે એમ હું અત્રેનો દેખાવ જોઇને કહુંછું. અને આ જંગલ પ્રદેશ માટે માહારો કેવો અભિપ્રાય છે તે બાબત હું હવે પછી જણાવીશ પણ અત્યારે અત્રે નીવાસ કરનારાઓ ખોરાકને માટે ઘણા ભાગ્યશાળી છે એમ હું અનુભવથી કહુંછું.

મોટા મોટા નગરોમાં હાલની વખતમાં સત્યાનાશની દુઃખદાયક વેલીઓનો મારે વિસ્તાર થઇ ગયો છે. અરે હાય ! મનુષ્ય માત્રના તંદુરસ્ત

જીંદગીમાં કદાચ સડો પેઠો છે એમ કહિયે તો ચાલે, કેમકે આ તરફની પાતળી છાશની બરોબરી રાજનગર કિંવા બીજા શહેરોમાં જે દુધ મળે છે તે દુધ કરી શકતું નથી. અર્થાત અત્રેની છાસ અને ત્યાંનુ દુધ બરાબર છે.

જગમાલે કહ્યું કે હા, એ વાત ખરેખરી છે કે હું ત્રણ દીવસ રાજનગરમાં રહ્યો યદ્યપિ મને દુધનું સુખ મળ્યું નથી. કારણકે દુધમાંથી સંચા માર્ગે તમામ મલાઈ કાઢી લેવામાં આવે છે. તેથી તે દુધ કેવળ ફીકું અને મિઠાશ વીનાનું પાણી જેવું હોય છે. તેવું દુધ ઘણા લોકો વેચવાને માટે તાબડીયો ભરી ભરીને લઇ જાય છે અને ભેંશનું શુદ્ધ તથા ચોખું દુધ છે એમ વિશ્વાસ આપીને જેને તેને વેચાથી આપે છે. અને બમણા પૈસા પૈદા કરે છે આમ થવાથી તે દુધ ખાનારને કોઇ પણ રીતથી સુખ પ્રાપ્ત થતું નથી. તમે અત્રેનું ચોખ્ખું દુધ ખઈને સંતોષ પામ્યા હશો.

વિનોદ શંકરે બે હાથ ઉંચા કરીને કહ્યું કે, અમૃત સમાન દુધનો ખોરાક ઘણી મુદતે હું આ ગામમાં પામ્યોછું. અને તેટલાજ માટે મને આ વાત છેડવાની ઈચ્છા થઇ છે. કદાચ તમને એમ શંકા થશે કે રાજનગર જેવા વિસ્તાર વાળા શહેરમાં વિદ્વાન નિતિજ્ઞ, ચિકિત્સક, દિર્ઘદર્શી તથા દરેક વસ્તુના તત્વનું નિદાન કરનારા ઘણા વસે છે છતાં તેવા સંચાથી નિકળેલું નિસત્વ દુધનો ઉપયોગ શા માટે કરે છે તથા તેવું સત્વ વિનાનું દુધ કરી નાંખવાને સંચાનું મંડાણ શા માટે કરવા દે છે ! તેનાજ જવાબમાં હું એમ કહુંછું કે જેઓ પોતાનું જીવન જાળવવાને કાળજી રાખતા નથી તેઓ દેશનું કલ્યાણ શી રીતે કરી શકશે. જેઓ પોતાના છોકરાને ભાખરીનો ટુકડો આપવાને સમર્થ નથી તો પછી તેઓ કોઇ પવિત્ર સંત અતિથીને ભોજન શી રીતે કરાવશે ! અરે હાય ! તેઓ કાંઇજ સમજતા નથી એમ કહીયે તો ચાલે કારણકે દુધમાં કેવા ગુણ રહેલા છે તેના માટે ભાવમિશ્ર પંડીતે ભાવપ્રકાશ નામનો મોટો વૈદકનો ગ્રંથ રચ્યો છે તેમાં દુગ્ધવર્ગમાં દુધને માટે લખે છે કે દુધ મધુર છે, સ્નિગ્ધ છે, વાયુને તથા
„ પિત્તને હરનાર છે, દસ્ત ઉતારનાર છે, વિર્યને તુરત ઉત્પન્ન કરનાર છે,
„ ટાઢું છે, સર્વ પ્રાણીયોને અનુકુળ છે, જીવાડનાર છે, પુષ્ટિ આપનાર છે,
„ બળ દેનાર છે, બુદ્ધિને સારી કરનાર છે, મૈથુન શકિતને ખુબ વધારનાર
„ છે, જુવાનીને સ્થિર રાખનાર છે, આયુષ્ય વધારનાર છે, ભાગ્યાને સાં-
„ ધનાર છે, રસાયન રૂપ છે, અને રેચ, વમનક્રિયા તથા બસ્તી ક્રિયાની
„ પેઠેજ ઓજ (સામર્થ્ય)ને વધારનાર છે. જીર્ણજ્વરમાં માનસિક રોગમાં
„ શોષગાં, મુર્છામાં, ભ્રમમાં, સંગ્રહણીમાં, પાંડુરોગમાં, દાહમાં, તરસમાં,

"છાતીના દરદમાં, શુળમાં, ઉદાવર્ત નામના રોગમાં, ગોટામા, નાભીનીચેના
„ રોગમાં, અર્શમાં, અમ્લપિત્તમાં, અતિસારમાં, યોનીના રોગમાં, શ્રમમાં,
„ ગ્લાનામાં, અને ગર્ભશ્રાવમાં, દુધ સર્વદા હિતકારી છે, જેઓ બાલક,
„ વૃદ્ધ, ક્ષતવાળા, ક્ષીણ થએલા ભુખથી દુર્બળ થએલા, કે મૈથુનથી દુર્બળ
„ થએલા હોય તેઓને માટે દુધ સર્વદા અત્યંત હિતકારી છે."

આ પ્રમાણે ગાયના, ભેંશના અને બકરીના દુધ માટે જુદા જુદા ગુણ બતાવેલા છે. તેમાં ગાયનું ધારોષ્ણ દુધ એટલે શેઢ કઢયું દુધ (તરતનું દોહેલું ફીણવાળું કિણ હોય તે) કેવળ બળ આપનાર અને હલકુ છે. તેમજ મિદાશમાં અમૃત સમાન છે.

પ્રિય મિત્ર ! જન્મ થયો ત્યારથી મરતા સુધીને માટે દુધ શારિરિક સંપતિનું કેવળ રક્ષણ કરનાર આ ભુમિ ઉપર અમૃત કહેવામાં આવે છે. છતાં જ્યારે તેમાંથી સત્વ ખેંચી લેવામાં આવે છે ત્યારે ઉપર બતાવેલા ગુણ તે દુધમાં રહેતા નથી.

કેટલાક વૈદ્યોનો મત એમ છે કે તે નિસ્સત્વ દુધ બાળકોને માટે હિતકારક છે; તે વાત કદાચ માનવા જેવી છે તો તેને બદલે બાળકોને માટે બકરીના પાશેર દુધમાં બીજુ પાશેર પાણી રેડીને તે પાણી અગ્નીથી બાળી નાંખીને બાકીનું રહેલુ પાશેર દુધ હોય તે દુધ બાળકને આપવામાં આવે સર્વ પ્રકારે હિતકારક છે.

આ આર્ય ભુમિ ઉપર જુદા જુદા પ્રદેશમાં આબ અને હવાનો જુદો જુદો ગુણ રહેલો છે. જ્યાં ડુંગર અને વિકટ ઝાડી છે તથા નદિયો તળાવો અને પર્વતો ઘણા હોય છે; અને તેવા પ્રદેશમાં કમળો પ્રફુલિત થતાં હોય તથા હંસ, સારસ, કારંડવ અને ચક્રવાક આદી પક્ષીઓ ઘણા હોય સસલા, સુવર, પાડા, રૂરૂનામના મૃગ અને રોહી નામના મૃગ ઘણા હોય, તેમજ ઝાડ અને ફુલ, તાડ, ધાન્ય, ફળ, ચોખા, કેળ અને શેરડી વીગરે ઘણી થતી હોય તેવા દેશને અનુપ પ્રદેશ કહેવામાં આવે છે. અને તે પ્રદેશમાં વાયુ અને કફ સંબંધી રોગો વિશેષ થાય છે.

જે દેશ આકાશની પેઠે સ્વચ્છ હોય, ઉંચો હોય, જેમાં ઝાડ અને પાણી થોડાં હોય, જેમાં ખીજડા, કેરડા, બીલી, આકડા, પીલુ, અને બોરડીયો ઘણા થતાં હોય હરણ, એરણ, મૃગ, રીંછ, છાંટણાવાળાં મૃગ, ગોકર્ણ મૃગ તથા ગધેડાં ઘણાં હોય તેમજ ફળો ઘણાંજ મીઠાં થતાં હોય તે દેશને જંગલ દેશ કહેવામાં આવે છે તેવા પ્રદેશમાં વાયુનો કોપ વિશેષ થાય છે.

સાધારણ મિશ્ર દેશમાં પીત્ત અને કફની સમતા રહે છે. આ પ્રકારે

# ખાસ દેશનાલાભાર્થે.

**જરા વાંચો ને વંચાવો.**

---

## હમારે ત્યાં નીચે મુજબ સુદ્ધ અને દેશી માલ મળે છે.

સાબુઓ નહાવાના તથા ધોવાના, કીંમત માલ પ્રમાણે ડરમોટાન

| | | |
|---|---|---|
| ચામડીનાં સર્વ પ્રકારનાં દુઃખ નિવારનાર | કીં. રૂ. | ૦—૮—૦ |
| ખસ, લુખસ, દાદર માટે અક્સીર ગોટી ૧ ના | ,, | ૦—૪—૦ |
| કેમફર (કપુરનો) ગર્મી માટે અક્ષીર પેટી ૧ | ,, | ૦—૬—૦ |
| અત્તરનો પેટી ૧ ગોટીકનાના | ,, | ૦—૮—૦ |
| અત્તરો સર્વે પ્રકારનાં તથા સ્વદેશી સેન્ટો ઉંચાં તેલો હીનો, મોધ્રરો, ગુલાબ, નારંગી, ચંપો, ચંબેલી સુદ્ધ લીલું આંબળાનું તેલ બાટલી ૧ ની કીંમત | ,, | ૦—૪—૦ |
| સ્વરૂપ વિલાસ હેર ઓઇલ બાટલી ૧ ની કીંમત | ,, | ૦—૧૨—૦ |
| લાવણ્ય વિલાસ ,, બાટલી ૧ ની ,, | ,, | ૦—૮—૦ |
| સુભદ્રા વિલાસ ,, બાટલી ૧ ની ,, | ,, | ૦—૬—૦ |
| લાઇમજ્યુસ ,, બાટલી ૧ મોટી ,, | ,, | ૦—૫—૬ |
| લાઇમજ્યુસ ,, બાટલી ૧ નાની ,, | ,, | ૦—૩—૬ |
| વીજળીક દંત મંજન દાંતના સર્વ રોગોપર સરસ | ,, | ૦—૪—૦ |
| દાદરનું અક્ષીર મલમ ડબી ૧ ની કીંમત | ,, | ૦—૪—૦ |
| કફસીરપ ખાંસીને નાશ કરતા અક્ષીર | ,, | ૦—૧૨—૦ |
| ખરજવું, ચાંદી, નાસુર વીગરે સારૂ ગલમ. | ,, | ૦—૪—૦ |
| ડીલવોટર (સવાનું પાણી) બચ્ચાંને સારૂ. | ,, | ૦—૪—૦ |
| ફીવરમીક્ષ્ચર તાવ માટે દવા | ,, | ૦—૪—૦ |
| એગ્યુમીક્ષ્ચર ગમે તેવા જુના તાવ માટે. | ,, | ૦—૧૨—૦ |
| લુખસને નાસ કરનાર દવા સીસી ૧ | ,, | ૦—૨ ૦ |
| વીર્ય વૃદ્ધક ગુટીકા ધાતુ પુષ્ટીની દવા મોટી | ,, | ૧—૦—૦ |
| વીર્ય વૃદ્ધક ગુટીકા ધાતુ પુષ્ટીની દવા નાની | ,, | ૦—૮ ૦ |
| મહાકસ્ટ નીવારક દવા ફકત એકજ પણ ગુણ અનેક | ,, | ૦—૮—૦ |
| | ,, | ૦—૪—૦ |

આ સીવાય તજનો અર્ક, વરીઆરી, પીપરમીન્ટ, અજમાનો લવીંગનો વીગરે સર્વ પ્રકારનો અર્ક તથા ફુલો તથા ચોખ્ખુ તરપીટાઇન કપુર તથા બરાસ સરબતો સસતા અને સરસ મળે છે માટે મુલાકાત લેવા ખાસ ભલામણ છે ઠગાવવાનો ડર નથી પરદેશી ઓરડર ઉપર પુરતુ ધ્યાન આપવામાં આવે છે. પત્ર વહેવાર નીચેને સરનામાથી કરવો.

**એચ. સી. બાબુ એન્ડ કો.**

**પીરમસારોડ—અમદાવાદ.**

જુદા જુદા પ્રદેશમાં આબ હવાને કુદરતિ રચનાને લીધે તે તે પ્રદેશમાં ખોરાકનું પણ ધોરણ તેવુંજ કરવામાં આવ્યું છે; કોકણુ પ્રદેશમાં છાશ અને ભાત ખાવાનો નિરંતર રીવાજ રહેલો છે. કાશી મથુરા તરફ મિષ્ટ પદાર્થ ઉપર રૂચિ રાખનારા હોય છે. ત્યારે આ પ્રદેશમાં મકાઇ અને છાશનું સેવન જે કરવામાં આવે છે તે યથાસ્થિત છે. યદ્યપિ ગાયનું દુધ વીગરે સર્વ પ્રદેશમાં અને આખી સૃષ્ટિમાં સરખી રીતે જીવનને બળ આપનાર અમૃત સમાન છે યદ્યપિ તેવા શુદ્ધ અમૃતનો લાભ અમે રાજનગર નિવાસી તથા બીજા મોટા મોટા શહેરના રેહનારા બરાબર રીતે લઇ શકતા નથી તેથી અમારૂ કમનશીબ છે.

હોકકો ગબડાવતો ગગડાતો જગમાલ બોલ્યો કે હે બ્રહ્મદેવ! આ પ્રદેશમાં તેવો ધધો કરનાર આવે તો તેને નવટાંક પણ દુધ આપીયે નહી એટલે તે માણુસ સંચાને માથે ઉપાડીને ભલે ચાલ્યો જાય તેની અમે લેશ પણ પરવા રાખતા નથી. કારણુકે રાજનગરનું એકજ વખતે દુધ ખાઇને પછીથી મ્હેં પ્રતિજ્ઞા લીધી છે કે તે નગરનું દુધ ખાવુંજ નહી. એટલામાં તે ગામનો મુખી પટેલ પથુમાટે પ્રશ્ન કર્યો કે સાંચાવાલા દુધમાંથી મલાઇ કાઢીને પછે એનું ચ્યમ કરતા હશે વારૂ!

તે પ્રશ્નના ઉત્તરમાં બ્રહ્મદેવે ઉત્તર આપ્યો કે જેવી રીતે દુધમાંથી મલાઇ જુદી કરવાના સાંચા છે. તેવી રીતે મલાઇમાંથી માંખણુ બનાવવાના સાંચા પણુ જુદા હોય છે. તેને ડેરી કહે છે. તે ડેરી વાલાઓ પાસે માંખણુ બનાવવાના સાંચા જુદી પ્રકારના હોય છે. તે તરફ મલાઈના ડબ્બા ભરીને નામ છે અને તેઓ તેમાંથી માંખણુ કાઢીને દેશ પ્રદેશ તરફ મોકલી દેછે. અને મલાઇનું માંખણ બનાવતાં જે છાશ નીકળે છે. તે છાશનાં પીપ ભરી મુકે છે તેમાંથી દેરીવાળા એક પૈશાનો એક ઘડો ભરીને વેચે છે. પણુ તે છાશ કેવળ સત્વ વિનાની તથા કાંઈ પણ ચિકાશ વિનાની છતાં પાણી જેવી હોય છે.

ઓગ મારા બાપલીયા ત્યારે શું શેહેરી લોકો એવી છાશ ખાઇને બગાહાં મારતા હશે કે! અરે રાગ રામ, એવું ખાઇને ટાંટીયામાં ભેજો ચ્યમ રેહેતો હશે! ઓ ભરમ દેવ મહારાજ! પેલા દેરીવાલા માંખણુ બનાવીને તેનું ચ્યમ કરતા હશે! પથુખાંયે આ પ્રમાણે પ્રશ્ન કર્યો.

વિનોદશંકરે જમણો હાથ ઉંચો કરીને વાતની શરૂવાત કરી કે હાલનો જમાનો જુદાજ રંગઢંગનો છે. સંવત અઢારસેના સૈકામાં આવો જમાનો નહોતો, તે વખતે મનમાન્યો વરસાદ પડતો હતો, ગામડાઓમાં દુધ આપ-

નારાં પ્રાણી સબળ અને ઘણું જથાવાળા હતાં તે વખતે સાંચા ફેકટરીનું નામ સ્વપ્ને પણ જોવામાં આવતું નહોતું તે વખતે નર અને નારીઓના શરીરની શકતી સબળ હતી, તે વખતનાં વિશેષ રોગનો ઉપદ્રવ નહોતો અને દુધ કેવળ દ્રઢ ચોખું મળતુ હતું તે લાભનો નાશ થયો જેથી જમનો સ્વપ્નની માફક ફરી ગયો હાલના જમાનાની જાજમ મોટા વિસ્તારવાળી પથરાઈ ગઈ છે, આપણા આર્ય નિવાસીયોના ખોરાકમાં અને આબહવામાં જેવો ફેર છે તેવી રીતે પ્રશ્ચાતાત્ય પ્રદેશ વાસીયોના ખોરાકમાં અને આબ હવામાં ફેર છે. તેમજ તેઓની નિર્મળ તથા સબળ રાજ્ય સત્તા આ પ્રદેશ ઉપર હોવાથી જો કે હીંદ પ્રજા કેવળ નિશ્ચિંત અને સુખી છે, તેમજ તેમની કૃપાથી વિદ્યા ગુણ જ્ઞાન તથા ઉદ્યાગ હુન્નર આદીકનો વિશેષ લાભ પ્રાપ્ત થયો છે. યદ્યપિ તેમના ખોરાકની સાથે સામેલ થવાપણું આપણા હિંદનિવાસીયોએ પણ સ્વીકાર્યું છે, તેથી ધમધોકાર વ્યાપાર સ્થાન મોટા નગરોમાં પારસી, ઇરાની, કીરાનો, યાહુદી, ખ્રીસ્તી અને યુરોપિયનનો ઘણો સમુદાય હોવાથી તેઓ બીસ્કુટ અને ડબલ રોટીની સાથે ઘીને બદલે માંખણ ખાવાનો રીવાજ પસંદ કરેલો છે તથા આ હીંદ પ્રદેશમાંથી હજારો મણ માંખણ તૈયાર થઈને જવા તા હોટલોમા તથા તેના એજન્ટના વેપારીયો ભગી દેરીવાલા તરફથી તૈયાર થએલું માંખણ જાય છે. જેમાં તેમને સારો નફો મળે છે. એટલે તે એક રૂપીઆનું સવાસેરી પુણા બશેર કિંવા તે ઉપર નવટ કનુ આપે છે વખતે નવ આને રતલ આપે છે અને વખતે આઠ આને રતલ આપે છે. આ તરફ જ્યારે ગમલખ ગાયો ભેંશોનો જથો હોવાથી એક રૂપીયાનું તાજું ઘી સુગંધીદાર સ્વાદિષ્ટ અને સ્વચ્છ ત્રણશેરનુ આપાછે. ત્યારે તેના દરજ્જે માખણ મોંઘું પડે છે. કેમ કે તેમાં છાશનો ભાગ પણ હોય છે. તેની બનાવટમાં નિરોગી રંગ મિશ્રીત કરે છે. વળી ક્ષારવાળુ પાઉડર ઉમેરે છે. તેથી વજનમાં પણ ફેર થતાં માંખણ વેચનાર માણસ થોડી મુદતમાં પૈશાદર બની જાય છે. આ તમામ પરીણામ તે માખણનો વધારે ઉપયોગ હોવાનો થયો છે. અને તેના પરિણામથી આપણા હિંદમાં નગર નિવાસી જનોને માટે દુધમાંતો સત્યાનાશની પાટીજ વળિ ગઈ છે. અને તેને લીધે દહીં પણ તેવુંજ થાય છે તો પછી છાશમાં શાનો ભલીવાર હોય !

આ હકીકત સાંભળીને આબહવાથી તથા સ્વચ્છ દુધના ખોરાકથી જેના શરીરના મસલ્સો મજબુત છે. તથા જેનું દ્રઢ તથા કદાવર શરીર છે એવા પથુભાયે માથુ ધુણાવીને કહ્યું કે અરે રામ કેમ તમે તો

મહા દખ્ખી થૈ જયામે અરે પરભુ ! હું પણ આ જગતના પેદા કરતા પ.હે એવું માગુછું કે ફરીથા મને માણહનો જનમ આલે તા આ ગામમાંજ આલજે પણ એવા શેહેરમાં આલનો નહી; પણ એ ભરમદેવ ! દુધના જેવું અમરત આ દુનિયામા ચ્યાં છે ! છતાં મારૂ બેટું જાણે દુધમાં સાંચાથી વગળ પેહતો હોય તો તમારા શહેરી શેઠીઆઓનો બંદોબસ્ત ચ્યમ કરત નથી ! અમારા ગામમાં એવો હાંચો આવે તો તે સાંચાના કકડા કરી નાંખીને નદીના ધરામાં હડસેલી મુચીયે પણ એવું દુઃખ અમેતો ભેગવીયેજ નહી

જેઓ જીંદગીરૂપી અમુલ્ય રત્નને ખોઇને કાજળરૂપી મિથ્યા દ્રવ્યનો ઉપયેગ કરવાને તળપી રહ્યા છે તેવા લોભિષ્ટ શુદ્ર જીવો થોડી મુદત જીવીને મણુ છે. અને ઉપાર્જીત કરેલો પૈશો કોઈ બીજોજ ધમી જાય છે. જેવી રીતે મધ માખી મધપુડો બનાવીને અને અનેક પુષ્પના મકરંદનો સુગંધી રસ ખેચી અત્યંત પરિશ્રમ કરીને મધ ભેગું કરે છે, છતાં પોતે તેનો ઉપયોગ કરતી નથી અને છેવટે વાધરી લોકો તે મધપુડામાંથી સ્વચ્છ મધ નીચોવી લે છે તેવી રીતે જીવન વધારનાર દુધરૂપી અમૃતમાં દ્રવ્ય લાલચુ લોકો ધુળ નાંખવાને તત્પર થએલા છતાં તે અમૃતનું સુખ પોતે તથા બીજાને નહી આપતાં આખરે નિસ્તેજ શરીરવાળા અશકત બનેલા અને અનેક દુઃખદાયક રૂઢીમાં ફસાઇને અર્ધ દગ્ધ થઇ ગએલા ચિંતારૂપી ચિતામાં બળેલા લાંબુ આઉષ્ય અને આરોગ્યતાનું સુખ નહિ ભોગવતાં જલદીથી મણુ પામે છે; એ તમામ પરીણામ દ્રવ્ય લોભથીજ દુધના બીગાડનો છે. આ પ્રમાણે વિનોદશ કરે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

સત્સંગવડે કરીને જેનું હૃદય રાગદ્વેશ વિનાનું છતાં પરોપકારમાં ઉત્સાહી છે. અને જેનું શરીર બળ અપ્રતિમ છે એવા જગમાલ ઠાકોરે કહ્યું કે હે ભાઈ, આશારૂપી મુળમાંથી લોભરૂપ અંકુર જેઓના હૃદયમાં ફુટયાં છે તેઓથી કાર્ય જુદુજ થાય છે. આશા અને લોભ વિનાનો દુનિયામાં કોણ છે ! તો પણ તેમાં બે પ્રકારના ભેદ છે. એક તો જે આશા અને લોભથી દેશનું અકલ્યાણ થતું હોય તો તેવી આશા અને લોભવૃત્તિવાળો વિશેશ નિંદાને પાત્ર થાય છે. જુવો કે

## શ્લોક.

लज्जेत्वं मध्य सिन्धौ गिरिवर शिखरे त्वंचातिष्ट मतिष्टे ॥
ग्रान्ते प्रान्ते दिशान्ते कुरु वसति महो गर्व सर्वो भवाधु ॥

**તેજ પાતાલ મૂલં ભુજ ભુવિ ભગવન્માનમા નામતેઽસ્તુ**
**પ્રેમ્ણૈ કામાશ્રયંતિ સતત મહમિમાં તુર્ણમાશાંશ્રયિષ્યે**

**અર્થ.**

હે લજ્જા ! તું સમુદ્રમાં ડુબીજા; હે પ્રતિષ્ટા ! તું પર્વતના શિખ્ખર ઉપર રહે; હે શાન્તી ! તું દિશાના પ્રાંતમાં નિવાસ કર, હે ગર્વ ! તું હવે તરતજ અલ્પ થઈ જા, હે તેજ ! તું પાતાળના મુળમાં જા; હે ભગવાન માન ! પૃથ્વીમાં તાહારૂ નામજ રહેશે નહી કારણકે હવે હું એક પ્રેમથીજ આશ્રય કરનારી આ આશાનો આશ્રય કરીશ.

આ શ્લોકમાં જે હેતુ બતાવ્યો છે તે કેવળ આશાના અને તેથી ફુટેલા અંકુરરૂપ મોહના તરંગમાં ફસાયલા માણસની વૃતિનું દર્શન કરાવ્યું છે લજ્યાને સમુદ્રમાં ડુબીજા એમ કહે છે. અર્થાત લોભિષ્ટ આશાવાળો માણસ લજ્યાની પરવા રાખનોજ નથી માત્ર ધન ઉપાર્જીત કરવામાં ભલેને નિર્લજ્જ બનવું હોય તો બેશક તેવોજ બનવાને તેને વિચાર આવશે નહી, પ્રતિષ્ટાને પર્વતના શિખ્ખર ઉપર મોકલી દેછે. અર્થાત કિર્તાને ભલે કલંક લાગે તો પણ તેને માટે લેશ પણ જેને કાળજી નથી. શાંન્તીને દીશાઓના ભાગમાં જતી રહેવાને કહે છે. અર્થાત લોભ અને તૃષ્ણાના આવેશમાં ધૈર્યતાનો નાશ કરવાને તે તત્પર થાય છે અને ગર્વને અલ્પ થઈ જવાનું જ્યારે કહે છે ત્યારે તે ઉપરથી સમઝાય છે કે પોતાના સગાં સહોદર તથા સ્વગ્રામ નિવાસી માટે તથા સ્વદેશ હિતને માટે જે મમતા તથા ગર્વ રાખવાની જરૂર છે તે મમતા અને ગર્વનો ત્યાગ કરીને નિર્ગર્વ બનેલો અપમાન પામતો આશાની મર્યાદામાંજ તે સુખી રહે છે અર્થાત જે પોતાનાજ સ્વાર્થને પ્રિય માનનારો તૃષ્ણાની મર્યાદામાં જીવનના રક્ષણનું રહસ્ય જાણી શકતો નથી. તેજ પ્રમાણે ચાલુ જમાનાની બોહોળી જમીન ઉપર વ્યાપાર દર્શન નાટય કુતુહલ જે થાય છે તે કુતુહલમાં કલ્યાણ કે અકલ્યાણ વિગેરેનો સારા સાર જોનારા માણસો માત્ર જોઇનેજ તે નાટય સ્વરૂપને સ્વિકારે છે. તેવી રીતે ભેંસેને કદી વ્યાપાર ઉદ્યોગને માટે દુધમાંથી મલાઇ નીકળી ગયેલું દુધ તમામના પિવામાં આવે તેના માટે વ્યાપારીને કાંઇ ફીકર રહેતી નથી તમને કદી જરૂર હોય તો તમારે ત્યાં ઉત્તમ ગાયો ભેંશો રાખો અને તેને કપાસીયા ખોળ વગરે સારો ખોરાક આપીને દુધનો ઉપયોગ કરો તો તેમાં કોઇ આડેઆળ શકતું નથી.

મનોરાજયના તાબામાં આખી સૃષ્ટિનો સમાસ છે અને તે મનોરાજ્ય

એટલા બધા વિસ્તારવાળું છે કે અનંત કોટી ગ્રહોનો કદાચ કાળે કરીને ગણુતાં પાર આવી શકે પણ મનોરાજ્યની મર્યાદા કેવળ આકાશની માફક અનંત છે. યદા તેવા મનોરાજ્યમાં વ્યાપારની સંકલનામા એવી બલિહારી છે કે જેમાં ખાસ ગરજની જરૂર રહેલી છે.

હિંદના લોકોનું ઉદ્યોગ જીવન માત્ર અનાજ કપાસ અને અફીણુ ઇ-ત્યાદિક વનસ્પતિ ઉપર રહેલું છે ત્યારે તે સમયને ઉદ્યોગ અને હુન્નરકળા રૂપી બળવાન યોદ્ધાઓ પસંદીને લઇ જાય છે.

પતંગીયા જેવાં શુદ્ર પ્રાણી દીપકની જ્યોતી જોઇને યા હોમ કરીને તેમાં પડે છે તે તમામ પતંગીયાની મુર્ખાઈ છે કેમકે દીપક કાંઇ તેમ કરવા તેવા પ્રાણીને કહેતો નથી.

તેવી રીતે હુન્નર અને ઉદ્યોગ કળારૂપી બળવાન યોદ્ધાઓના મોહક પ્રકાશમાં નિર્બળ શુદ્ર જીવો પોતાનું અલ્પ જીવન સાથે લઈને તેમાંજ પડી મરે છે તેમાં તે હુન્નર અને ઉદ્યોગ કળારૂપ યોદ્ધાઓનો કાંઇજ દોષ નથી ઉદ્યોગ હુન્નર અને કળા એ કાંઇ અલભ્ય વસ્તુ નથી તે કંઈ પરબ્રહ્મ પર-માત્મા નથી પણ તે વસ્તુને સંપાદન કરવાની શકિત અનુભવી મન ઉપર રહેલી છે.—દરેક પદાર્થના તત્વને જાણુવાને વિચાર કરવાની શકિત વિચાર દ્વારાએ મનમાં રહેલી છે. અને તેથી કરીનેજ જ્યાં ત્યાં હુન્નર અને કળાનો જન્મ થયો છે. જ્યાં તેનો જન્મ થયો છે ત્યાં જમનો રાજ્ય-રૂપી મેદાનમાં ઉતમ પુષ્પોના બાગમાંથીજ ઉત્પન થયો છે. અને તે સમગ્ર બક્ષિસો કુદરતિ રચના સાથે અનુભવિ મનના સંકેલન હેલન પ્રયોગ ઉપર રહેલ છે. ત્યારે તે સમગ્ર બાતનો આ ચાલુ જમાનાની બલિ-હારી માટે કદાચ આપણે હવે પછી આગળ જતાં કાઢીશું પણ એટલુંતો ખરૂંજ કે ઉદ્યોગી હુન્નરી અને કળાવાન સત્પુરૂષોના પ્રબળ સમર્થ ને આ-ધીન થએલા દ્રવ્ય માટે ફાંફાં મારનારા. ના જોઇએ અને પોતાના જીવનની પુષ્ટી નહીજાણનારા અલ્પજ્ઞ વેપારીયો ઉતમ પ્રકારના દુધમાંથી સત્વ ખેંચીને તે દુધને નિર્માલ્ય કરે છે.

એટલામાં પથુ ખાંટે કહ્યું કે એ બાઇસાહેબ જો કદાચને માંખણ જોયતુ હોય તો ત્યાં નથી મળતુ જેટલું જોઇએ તેટલું માંખણુ મળે છમ છે. જુવો કે એક રૂપીયાનુ અઢી શેર ઘીઇ આલીયે તીના કરતાં હુંડાને અમે જેવું જોઇએ એવું બસેરનું માંખણ ચોખ્ખું આલીએ છીયે અને વળી સાંચાના કરતાં પણુ સવાઇ માલ આલીશુ તો પછી એ નકામું ધતિંગ ચેણે કર્યું હશે

॥ वन्देमातरम् ॥

## નિર્ભયતાથી નિરોગી થવાયે તેવો અનુભવ સિદ્ધ ઉપાય.

આ આર્ય ઔષધ અમારા ગુરૂવર્ય ધન્વંતરી સ્વરૂપ સ્વર્ગસ્થ રાજવૈદ્ય. ઝંડુભટજીની અનેક શોધમાંની એક ઉત્તમ શોધ.

# જીંદગીને જાળવનારૂં.

# કેશરી જીવન.

આ સ્વાદિષ્ટ ચાટણ સ્ત્રી, પુરૂષ અને બાળકને ખાસ સેવવા લાયક છે. ગુણમાં ગમે તે કારણથી લોહી વિર્ય બગડી ગયેલાને સુધારી વધારી બળ, ઉત્સાહ, બુદ્ધિ, કાંન્તિ, યાદશક્તિ, પુરૂષાતન, આરોગ્ય અને આયુષ્યને આપે છે એટલુંજ નહિ પણ ભયંકર દરદો-થી લોહી વગરના હાડપિંજર બનેલાં મુડદાં જેવાં મનુષ્યોને "કેશરી જીવનના" સેવનથી પુષ્ટ બની નવું જીવન મેળવે છે. આ અમૃત ઔષધ દરેક દરદોનો નાશ થવા સાથે મનુષ્ય છેવટ સુધી જુવાની જાળવી જુવાન જેવોજ લાગે છે. વળી સ્ત્રીઓના ગર્ભસ્થાનના ગમે તેવા દરદો દૂર કરી સંતતી સુખ ભોગવવા ભાગ્યશાળી કરે છે. અને કુટુંબને નિરંતર ઉપયોગી થઈ પડે છે. કીંમત અર્ધા રતલ ડબાનો રૂા. ૧) ઠે. ત્રિભુવન ઔષધાલય મદનગોપાલની હવેલીમાં.

---

આ પ્રમાણે પથુખાંટનો પ્રશ્ન થવાથી વિનોદ શંકરે કહ્યું કે, માહારા પ્યારા મિત્ર જગમાલ ઠાકોર સાહેબે જે હેતુ બતાવ્યો છે તે યથાસ્થિત છે. યદ્યપિ સંપ બળ હોય તો અમૃત સમાન આરોગ્ય થનાર વસ્તુનો લાભ લેવાને સર્વનો સમાન હક થયા શિવાય રહે નહી; હું એમ કહેતો નથી કે તમામ વસ્તુઓને માટે તેમ કરવું. પણ તે તમામ વસ્તુ કરતાં ઉચ્ચ પદવી ધરાવનાર કલ્પતરૂ તુલ્ય આ સમયમાં દુધ જેવું શિવાય બીજો કોઈ પદાર્થ નથી જેવી રીતે માંદો માણસ જીવવાની આશાને માટે ડાક્ટરોને બોલાવીને સેંકડો રૂપીયા ખર્ચ કરે છે તેવી રીતે દરેક મનુષ્યનું જીવન રૂપ જે દુધ છે તેનું સ્વચ્છ રીતે સેવન કરવાને સર્વે પુરૂષો અને સ્ત્રીયોએ ઇચ્છા રાખવાની જરૂર છે. અને તે દુધમાંથી ગયેલા સત્વનો ઉપયોગ જેમ બને તેમ ન થાય તો ઉત્તમ કહેવાય છે. યદ્યપિ તેવી અમુલ્ય વસ્તુનુ સંરક્ષણ સંપબળ શિવાય કદી પણ થતુ નથી. કેટલાક દેશી રાજ્યોમાં દુધનો બિગાડ નહી થવાને માટે તે સંચાનો બિલકુલ પ્રવેશ પણ કરતા નથી. તેથી તેમની પ્રજા ઉત્તમ પ્રકારના દુધનો લાભ મેળવી શકે છે. દુધમાં પાણી નાંખીને વેચનાર માણસને સખ્ત સજા કરે છે, આમ થવાથી જ્યારે ચોખ્ખા દુધનો લાભ મળે છે ત્યારે આરોગ્યતાનું સંરક્ષણ અમુલ્ય મળે છે.

મનુષ્ય જન્મમાં મુખ્ય આરોગ્યતા છે તેજ અલભ્ય લાભ છે. ભલે કદી ધનનો વ્યય થાય, ભલે કદી અનેક દુખ રૂપી દાવાનળ સળગી ઉઠે પણ જો કે આરોગ્યતાથી જ્યારે શરીર દ્રઢ હોય છે ત્યારે તેના વિચાર પણ બળવાન હોઇને તે અનેક પ્રકારના દુઃખને નિવારણ કરવાને શક્તિવાન થાય છે. તો પછી મનુષ્યનું મુખ્ય જીવન જે કે દુધ છે તે દુધમાં કોઇ પ્રકારની ગડબડ ન થવી જોઇએ. તેવો ખાસ બંદોબસ્ત કરવાનો ધર્મ મુખ્ય રાજ્ય ચલાવનાર સત્તાધિશનો છે કારણકે રાજ્ય ચલાવનાર સત્તાધીશનો પ્રજા રાજ્ય ભક્ત હોવાથી તે પોતાના પુત્ર સમાન યાને મિત્ર સમજવાની છે અને તે પ્રજા જ્યારે દ્રઢ અંગવાળી, તંદુરસ્ત અને બળકટ યુક્ત હોય તો તે પ્રજા રાજાનું જમણું અંગ છે. સબબ સર્વને જીવનરૂપી અમુલ્ય રત્ન બક્ષનાર ચોખ્ખુ દુધ છે અને તે દુધરૂપી અમુલ્ય વસ્તુને બને તેવી રીતે જાળવવાની કાળજી દરેક જણે રાખવાની છે.

વિનોદ શંકરનો વાણી વીલાસ સાંભળીને જગમાલ ઠાકોરે કહ્યું કે પ્રિય મિત્ર! અત્યારનો તમારો સહવાસ મને કેવળ આનંદ આપનારો થઇ પડયો છે; મારૂ ધન્યભાગ્ય માનું છું કે તમારા જેવા સાક્ષર પ્રિયનો મને અનાયાસ ભેટો થયો અને તમે મારી વિનંતી સ્વિકારી લાધી, અને આપણે

મારે ગામ જઇએ છીએ કે જેથી હવે તમારાથી મારો દિવસ કેવળ આનંદમાંજ જશે.

જગમાલે પેલા બ્રહ્મદેવના સહવાસની જ્યારે તારીફ કરી ત્યારે તે વખતે પથુખાંટે કહ્યું કે, અધધધધધધધધ આજની તમારી વાતો મેંહી ધરાખ જેવી લાગીસે અને વળી તમારી વાતમાં આ દુધનું તુતિંગ નેકળ્યું સાંભળીને મારૂ બેટુ હુંતો ખરેખર હબચી ગયેોછું. એવા ગામમાં અમારા જેવા માંણુહ છો મહીના રહેતો સુકાઇને સપટ વળી જાય અને મંકોડાના જેવું શરીર થાએ એટલે આંન્છોમાં ખાડા પડયા વીના રહેજ નહી પછી અમારી દશા એવી થાય કે રામ બોલો ભાઈ રામ પણ અમારૂ ભાએગ સારૂ છે કે આહાવા મલકમાં પરમેસરે અમને જનમ આલ્યેસે અને તમ જેવા પુજનીક પુરૂષનાં દરશનનો લાભ પણ આ અમારા ઠાકોર સાહેબના પરતાપથી અણચીતવ્યો મળી ગયોસે એથી અમે તો અમારૂ ધન ભાએગ માંનીએ છીએ માટે અમારા પર કરપા કરીને બે દીવશ આંઇ રહો તો અમારૂ મન પરસન રહેશે, તમે ગમે તેમ કરો પણ અમે આંઇથી તમને નેંકળવા દેવાના નથી. તમારા પરતાપથી સરવે વાતે અહીંયાં સુખ છે. આપણે ઘેર વીહ ભેંશો છે અને પચીહ ગાયેોસે વળી આઠ જોડ બળદની સે તેમજ બસે વીઘાં જમીન ખેડીએ છીએ દરરોજ બે મણ દૂધ થાયસે, તેમાંથી જેટલું ખવાય એટલુ ખાઇને ગોરસમાં દહી ઝમાવીએ છીએ ઓ ગરૂદેવ! તમો અમારા ગામમાં ધણુંવરહ રહોતો તમારી શેવા ચાકરી કરીને અમારૂ ધન ભાએગ માનીએ વળી આ જગમાલ ઠાકોર તો અહીંથી બાર ગાઉ દુર રહે છે અને એતો જમીન જાગીરના અને એક ગામના માલક છે તેથી એતો મોટા માણુહ વધારે દહાડા અમારા જેવા ગરીબને ઘેર ચ્યાંથી રહે તો પણ અમારા ઉપર તેમની કરપા છે તેથી વખતે વખતે આંઇ થઇને જાય આવે છે અને આજની પેઠે ઉતારો કરીને અમને દરહણનો લાભ આલે છે, માટે આ વખતે તો તમે જગમાલ ભાઇના મેમાન થઇને એમને ગામ જાઓછો. પણ તમે બે જણા બે દીવશ રહેશો તો અમને ઘણું સારૂ લાગશે ઓ જગમાલભાઇ! આ ગરીબ માંણુહની વીનતી કબુલ કરોતો ઘણું સારૂ (એમ કહીને પથુખાંટે પોતાના માથાનું ફાળીયુ જગમાલ ઠાકોરના પગમાં મુકયું અને આગ્રહપુર્વક કહેવા લાગ્યો. તે સાંભળીને અને પથુખાટનુ પ્રેમાળ હૃદય જોઇને જગમાલે કહ્યું કે જ્યારે તમારી તેમજ મરજી છે તો અમે બે ત્રણ દીવશ તો નહી રહીએ પણ ફકત આવતી કાલનો રોજ અત્રે રહીશું હવે અર્ધી રાત વીતી ગઈ છે. વળી મુસાફરીના પરીશ્રમથી વિનોદ શંકર પણ થાકી ગયા હશે.

તેમજ નેત્રમાં નિદ્રાદેવીએ પોતાનો અમલ ગુમાવ્યો છે તો પછી હવે બધા જણુ પોતપોતાના માંચડામાં નિવૃતથી નિંદ્રા લઇ લ્યો; વેપારી લોકો પૈશાને માટે દુધની સ્થિતિ ગમે તેમ કરે તેમાં આપણું શું ગયું ! ક્યારે તેના સ્થાનમાં જઈને જન્મારો વ્યતિત કરવો છે ! જેને લાગ્યાં હશે તે ભોગવશે તેમાં આપણે શું કરીનું ! જીવનનું રક્ષણુ કરવું એ તો દરેક ધનવાનથી તે નિર્ધન પુરૂષો સુધીના લોકોની ફરજ છે યદ્યપિ ધન વિગરના માણસો ધન ઉપાર્જીત કરવાને માટે તેવો ઉદ્યોગ કરે ત્યારે પછી બીજો ઇલાજ શો છે. માટે હવે તે વાત પડતી મુકીને આ જગત કર્તા ઇશ્વરનું નામ સ્મર્ણુ કરીને નીંદ્રાને આધીન થાઓ અને પ્રાતઃકાળે વેહેલા ઉઠો આ પ્રમાણે ક-હીને જગમાલ ઠાકોર પોતાના માંચામાં લાંબો થઇને સુતો એટલે બધા જણુ તેમજ કરવા લાગ્યા જગમાલ ઠાકોરને દરરોજ સુર્ય ઉદય થયા પછી એટલે સરાસરી સાત વાગે ઉઠવાની ટેવ હમેશની હતી, તેથી તેતો પોતાની શૈયા-માં ભરનીંદ્રામાં હતા પણ સરાસરી પાછલો રાત્રીના પાંચ વાગ્યાના સુમારે વિનોદશંકર ખાટલામાં બેઠો થયો અને નિત્ય નિયમ પ્રમાણે શ્રમત્ સંકરા ચાર્ય રચિત પ્રાતઃસ્મર્ણના શ્લોક બોલવા લાગ્યો. આ વખતે આજુબાજુ સુઇ રહેલા કોળી ઠાકરડા તથા મુખી પટેલ પથુખાંટ પણુ વિનોદશંકરના જાગ્રત થવાથી તે પણુ બેઠા થયા આ વખતે ચંદ્રમા પૃથ્વિની રક્ષામાં લગી ગયેલો હતો અને પૂર્વ દિશાએ ધવલ વર્ણુની જાણે ચાદર પથરાઇ હોય તેવું જણાયું અને સુર્ય મહારાજનું કિરણુ આકાશમાં પ્રસરાયલું છતાં તેનો પ્રકાશ પૂર્વ દીશાએ ભાસવા લાગ્યો સરાસરી સાડા છ વાગ્યાના સુમારે શૌચ જ-વાને માટે તે ટેકરીના નીચાણમાં પથુખાંટની જોડે નદી કીનારે ઉતરી પડયો શૌચ જઈ આવ્યા બાદ દંતધાવન કરતા કરતાં નદી ઉપર બન્યો તટ ઉપર આવેલી વૃક્ષધરા અને તેમાં સુગંધી પુષ્પોની મજાહ જોઇને બલિહાર પામવા લાગ્યો કુદરતિ રચનાનું વખાણુ કરવાને કુદરતી વસ્તુઓનો અને તેવા પ્રવાસનો જેને પુર્ણ અનુભવ છે તેઓજ વર્ણુન કરી શકે છે. ત્યારે આ વખતે વિ-નોદશંકર તે દેખાવને જોઇને ઘણોજ પ્રસન્ન થયો. તેના હ્રદયમાં એજ વિચાર થયો કે ઈશ્વર જીંદગી બક્ષીશ કરે તો અવશ્ય આહાવી જગોમાંજ સજ્જન સમસ્તના સહવાસ સાથે જન્મ આપે તો સ્વર્ગ તુલ્યજ સુખ છે. આ પ્રમાણે પોતે બોલી ઉઠયો ત્યારે તે સાંભળીને પથુખાંટે કહ્યું કે એ મહારાજ ! મોટા મોટા શેહેરમાં મોટી હવેલીયોનાં ખોખાં જોઇને પોક મુ-કવા જેવું છે. એવી હવેલીયોમાં હડીયો કાઢીયે તો હાડકાં પણુ ભાગી જાય અને કદાચ્ ચોમાહામાં હડુડાવીને પડે તો સત્યાનાશ વાળી નાંખે અને કુ-

હાથને એક ઘરને લાહ લાગે તો મારૂ બેટું આખી ઓળને ઓળ સળગવા માંડે; અને કેટલાંક તો ઘરે ખાંચામાં છે કે ઇમાં હું ઘેલો માણસ એ વખતે બાહેર નેંકળવા પામે નહી તેની બુમ પણ કોઇ હાંભળે નહી અને જાજરૂમાં નરકનો ખદબડાટ એવો તો હોય છે કે પેટમાંથી ધાન બાહેર નેંકળી પડે અરે રામ રામ જેવી રાતે નરકમાં જીવડાં ખદબદ કરે છે અને તેમાંજ એ જીવડાં આનંદને માનેસે ઇમ તમે શેહેરી લોક શહેરમાં રહીને કદાચ આનંદ માનતા હશો. પણ ઓ પરભુ! તોબાહ તોબાહ અમને એવા ભુંડા ગામમા જ મારો આલે નહી; આટલુ બોલીને પથુખાંટ ચુપ થઇ ગયો.

તે વખતે દાતણ કરતો કરતો અને કુદરતિ નદી ટતની સીનેરી જોતો જોતો વિનોદશંકર પેટ પકડીને પ્રથમતો સારી પેઠે હશી પડયો પછી કહેવા લાગ્યો કે નથુભાઇ! તમારૂં કહેવું તો કેટલેક દરજ્જે વ્યાજબી છે: પણ ખરૂ જોતાં મોટા મોટા વ્યાપારનુ મથક શહેર છે. વિદ્યા ઉદ્યોગ પણ શહેરમાંજ છે. વિદ્વાન અને જ્ઞાની પુરૂષો પણ શહેરમાંજ હોય છે. તેમજ છળ, કપટ, પ્રપંચ, ધુર્ત વિદ્યા વિગેરે પણ શહેરમાં છે: તેવા શહેરમાં રહેનાર ચતુર અને સર્વ પ્રકારે વિચિક્ષણ થાય છે: એક તરફ જ્યારે આમ છે ત્યારે બીજી તરફ કેટલીક દુ:ખદાયક હરકતો પણ છે માટે જેમાં જે જે સાર રહેલો છે તે સારને પકડી લેવો આપણું કામ છે: હવે ચાલો આપણે જઇએ કેમકે જગમાલ ઠાકોર હવે ખાટલામાં બેઠા થયા હશે. તે પણ દાતણ પાણી કરીને બેઠેલા માહારી રાહ જોતા હશે આ પ્રકારે કહીને નદીમાં સ્નાન કરીને વિનોદ શંકર પોતાને ઉતારે પથુખાંટની સાથે જઇ પોહોચ્યો ત્યારે તે વખતે જગમાલ ઠાકોર પણ બધી વાતે આપીને નિવૃતથી ખાટલામાં બેઠા બેઠા હોકો ગગડાવતા હતા બધા શાન્ત વૃત્તિથી આજુબાજુ બેઠા હતા; તે વખતે પ્રાત કાળમાં સાડા સાત વાગ્યાનો સુમાર થયો હતો એટલે પથુખાંટ સ્વચ્છ કરેલા પીતળના મોટા તાંસળામાં રાતીગાયનું ધારોષ્ણ દુધ ફીણ ભરેલું બબે શેરના આશરાનું તરતનું આણીને એક તાંસળુ જગમાલના આગળ અને બીજું તાંસળુ વિનોદ શંકરના આગળ મુકયું; અને બીજાઓ જે બેઠા હતા તેમને માટે જુદી પીતળની તાંબડીમાં દુધ ભરેલું દરેકને અકેક શેર આપવા લાગ્યો. વિનોદશંકરે અને જગમાલે તે દુધ પ્રસન્ન થઇને પીધું: "આહા! શું મિષ્ટતા આહા કેવી મધુરતા! આ સુખ કયાંથી મળે જો કે મળે તો હું કહુછું કે આહાવા નિવાસમાંજ મળે જો કે સ્વચ્છ અમૃત છે તો હું કહુછું કે અહીયાંજ છે. એ પ્રકારે દુધ પીધા પછી વિનોદશંકરે શબ્દો કહ્યા! એટલામાંતો એક બુઢોજ

બનાવ બન્યો; તે એવોકે તે વખતે એક તરૂણ સ્ત્રી માંથાનાં લટીયાં ખેંચતી અને છાતી કુટતી કરૂણા સ્વરે કરીને રૂદન કરતી તે જગોએ આવી પહોચી અને કહેવા લાગી કે હે ભાઇયો! તમે આ ગરીબ અને દીન અબળાને વાહારે ચઢો, હું અને મારો પતિ એ બંન્યો પાછલા ગામથી નીકળેલાં તમારી નદી તરફ આવતાં એક કદાવર વાઘે તરાપ મારીને મારા સ્વામીની ગર્દન પકડીને ધસડીને તે નજીકના કોતરમાં લઇ ગયોછે હું તરત જ દોડી દોડી તમારી ત્રાસે આવીછું તે દુષ્ટ વાઘે જરૂર મારા પતિને મારીજ નાંખ્યો હશે. પણ તેમનું શબ મને મળે તો હું તે શબ સાથે બળિ મરવાની ઇચ્છા રાખુંછું આટલું વચન સાંભળતાંજ જગમાલ ઠાકોર તુરત ઉભો થયો અને તે ગામના પથુખાંટ વીગરે દસબાર માણસો કામઠાંવાળાઓને લઇને અને પોતે બે નાળની બંદુક પકડીને તે સ્ત્રીને કહેવા લાગ્યો કે હે બહેન! જે જગોએ આ બનાવ બન્યો છે તે જગો અમારી સાથે આવીને તમો બતાવો એટલે અમે આવવા તૈયાર છીએ અને તે વાઘ નજરે પડે તો તેને મારીને તમારા પતિનું શબ તમને સ્વાધીન કરીયે. એમ કહીને તે સ્ત્રી સાથે ચાલવાની તૈયારી કરી, અને વીનોદશંકરને જગમાલ યોદ્ધાએ કહ્યું કે વાઘનો શીકાર કેવી રીતે થાય છે તે જોવું હોય તો અમારી સાથે ચાલો તમને કોઇ રીતથી હરકત આવવાની નથી. વિનોદશંકરે આહાવો બનાવ કદી પણ જોયો નહોતો. પણ ઘણા માણસોનો જથો હતો તેથી તે સમગ્ર જોવાને માટે વિનોદશંકર પણ સાથે આવવાને તૈયાર થયો અને હાથમાં લાંબી લાકડી પકડી લીધી.

પેલી આવેલી સ્ત્રી હતી તેની સાથે સાથે છેક નદીના સામે કીનારે આવી પોહોચ્યા પછી ત્યાંથી અત્યંત ઝાડીના માર્ગે તે ચાલી, અને જે જગોએ વાઘ આવ્યો હતો તે જગો તેણીયે જગમાલને બતાવી તેથી તે જગોએ વાઘના પગ અને જમીન ઉપર પાડી નાંખેલા માણસને ખસેડી લઇ જવાનો લીસોટો વીગરે માલુમ પડયું. આ વખતે તે ગામમાંથી ચાલાક પગીને સાથે રાખ્યો હતો. તે પગી જેમ જેમ પગ બતાવતો જાય તેમ તેમ સધળા માણસો ચારે તરફ લથ્થ બથ્થ ઝાડીના જથામાં ચાલવા લાગ્યા પછી આગળ ચાલતાં ચાલતાં બન્યે ડુંગરાની સાંધ વાળી એવી તો લાંબી ખીણ નજરે પડી કે તેમાં હજારો ધોડા કે હાથી હોય તો માલુમ પડે નહી તેવી ખીણમાં પ્રવેશ કર્યો, અને છેક આગળ ચાલવા લાગ્યા, જેમ જેમ આગળ ચાલતા જાય તેમ તેમ અત્યંત વિકટ રસ્તો અને બયાનક છતાં રૂકડો રસ્તો આવતો હતો. પરંતુ વાઘનાં પગલાં તે તરફજ જતાં માલુમ

પડતાં હોવાથી ઉલટ વડે કરીને તેઓનો પગ જલદીથી ઉપડતો હતો. સરાસરી ઘણે દુર ગયા ત્યારે છેક ઘણી ઝાડીના જથા સાથે લાંબો અને ઉંડો ખાંચો માલુમ પડયો આહાવો રસ્તો જોઇને તે ઠેકાણે પ્રવેશ કરવાને બાકીના તમામ માણસો અને પગી વિગરે અટકીને ઉભા રહ્યા. અને કહેવા લાગ્યા કે આ ખાંચામાં અને ઉંડાણમાં અમે કદી પણ ગયા નથી. તેનું કારણ કે કદાચ એ ત્રણ વાઘ હોય તો તેને ઘેર્યા વિના છતાં કુદકો મારીને અને ઓચિંતો કુદીને બેચાર માણસને ઘાયલ કરી નાંખે એવો સંભવ છે એમ સમઝીને આ ઉંડાણનો પાર અમે કોઇએ લીધો નથી. તે સાંભળીને જગમાલે કહ્યુ કે એ પ્રકારે ભય પામીને અટકી રહેવું એ આપણો ધર્મ નથી. કારણ કે તેવાં ક્રૂર પ્રાંણી જ્યારે આહાવી જગોમાં વિશ્રામ કરે અને રાત્રીયે કીંવા દીવસે લાગ તપાસીને તમારા ગામનાં ઢોરને કે કોઈ તરૂણ છોકરાને કે વૃદ્ધને ખેંચીને લઇ જાય એ કેટલું બધું નુકશાન છે અને તમે તેવા પ્રાણીને મારી શકતા નથી. એહેવી કહેવત તમારે માટે જાયુ રહેવાથી તમારે કેટલું બધું નીચું નમવાનું છે! કાંઇજ ફીકર નહી રાખતાં તમે મારી પાછળ સમગ્ર જનો ધૈર્ય રાખીને ચાલો, જગમાલની આજ્ઞા માથે ચઢાવીને અને બધી રીતે તૈયાર થઇને જગમાલની પાછળ ચાલવા લાગ્યા આ વખતે વિનોદશંકરની છાતી ભયથી થડકવા લાગી હતી. તેથી તેમને બધાની વચ્ચે રાખવામાં આવ્યા હતા, અને પેલી બાઇના રક્ષણ માટે પણ તેમજ કરવામાં આવ્યું હતું.

જગમાલ તરવારે બાહાદુર હતો. તેજ પ્રમાણે સર્વ રીતથી કસાયલા એ ગામના સાથી અને પથુખાંટ પણ હતો યદ્યપિ આગ્રહ વૃત્તિ જગમાલની વધારે આગળ પડતી હોવાથી તે સહુથી આગળ થએલો હતો. આગળ જતાં જે ગુફા આવવાની છે, તેના આગળના ભાગમાં માણુસની લાશ પડી હતી, તેથી તે જોતાંજ જગમાલ આનંદ પામતો તે લાશ પાસેજ જઇ પહોંચ્યો ત્યારે ધીમે સ્વરથી અરે રામ! અરે પ્રભુ! અરે દેવ! હાય હાય મારી સ્ત્રીની શી દશા થઇ હશે! આ પ્રમાણે તે બોલતો હતો અને મસ્તક ઉપર વાઘના મુખના દાંત બેઠેલા હતા અને પીઠ ઉપર થાપ વાગવાથી માંસનો લોચો નીકળી ગયેલો હતો તે લોચો પેલો વાઘ પોતાના મુખમાં લઇને ગુફામાં પેઠો હતો. વાઘના ધારવામાં એમ હતું કે તે વસ્તુ મરણ પાંમી છે. તેથી તે ગુફામાં જઇને અને અંદરથી વાઘણને ઉઠાડીને બાહેર આવવાની અને પેલા મડદાને પકડીને ગુફામાં લઇ જવાની તૈયારીમાં હતો; જગમાલે જેવું કાંઇક સજીવન છે એમ જાણીને તે પડેલા માણસને

ત્વરાથી ઉપડાવીને તેને ચાર માણુસ ઉચકે તેવી કપડાની ડોળી કરીને તેમાં નાંખી દીધો અને પોતે ધૈર્યતાથી ત્યાં ઉભો રહ્યો જાણે કાંઇજવાર લાગી નથી. એટલામાંતો સામે ગુફામાંથી નીકળેલ વાઘ અને વાઘણુ બન્યો સાથે ચાહયાં આવે છે. તે દેખાવ જગમાલે જોયો તેણે બે નાળની બંદુકથી દરેક બહાર વાઘ અને વાઘણુ ઉપર વારા ફરતી એવા કર્યા કે તેના કપાળમાંજ દરેકને ગોળી લાગી, ગોળી લાગતાની સાથે જે વાઘણુ માદા હતી તેતો અમળાઇને અને ઉલટથી જમીન ઉપર પડી પણુ જે વાઘ હતો તેતો ગોળી લાગતા સાથે છલંગ મારીને એવો ઉછળ્યો કે સુસવાટાની સાથે અને ઘોર ગર્જનાની સાથે જગમાલ ઉપર પડયો તેટલામાંતો પથુખાંટ વીગરે બીજા જુવાન હતા તેઓએ તલવારથી તેના ઉપર ઉપરાઉપરી ઝટકા મારવાનો આરંભ કર્યો અને ચાલાક જગમાલે હાથમાં કટાર પકડીને તે વાઘનું પેટ ચીરી નાંખ્યું તેથી તે જમીન ઉપર પડયો, આ વખતે જગમાલને સેજસાજ તે વાઘના પંઝાના નખ બન્યો ખભા ઉપર ઉઝરડાયા હતા, છતાં તે ઉપર તેણે કંઈજ દરકાર રાખ્યો નહી અને તે બન્યો નરમાદા મર્ણુ પામેલાં ક્રૂર પ્રાણીનાં મડદાં ઉઠાવડાવીને ઉતારા ઉપર આણ્યાં. અને પેલી ઝોળીની અંદર વાઘથી ઘાયલ થએલા માણુસને તુરત તપાસવામાં આવ્યો ત્યારે તે ખરેખરો ઘાયલ થએલો હતો, તેનું મસ્તક વાઘના મુખમાં આવેલું હતું અને તેની પીઠ ઉપર વાઘના પંજાની થાપ વાગેલી હોવાથી માંસનો ભાગ નીકળી ગએલો છતાં બરડાની લાકડી દેખાતી હતી. તોપણુ તેની છાતીનો એટલે મર્મસ્થાનનો ભાગ ઘવાયો નહોતો તેથી તે અત્યાર સુધી મર્ણુ પામેલો નહોતો; પણુ જો કે જગમાલ અને પથુખાંટ સહવર્તમાનની વાહાર (મદદ) ન થાત અને તુરતાતુરત તે ઘાયલ થએલા મરદની સ્ત્રી આવી ન પોંહોચત તો તે વાઘની ગુફાની અંદર ઠેઠ ઘસડાઇ જાત, પણુ કાંઇક ભાવીયોગ પ્રબળ હોવાથી અનુકુળતા બની આવ્યાથી પરીશ્રમનું ફળ કાંઈક આશા બક્ષનાર થઈ પડયું; તે જંગલી પ્રદેશમાં વાઘ, વરૂ, રીંચ્છ, દીપડા અને લડાઈના પ્રસંગમાં તીર વીગરેના યોગે શરીર ઉપર ઘાવ પડવાનો દરેક જણને સંભવ હોવાનું મુખ્ય કારણુ હતું વળી તેવા બનાવ વારંવાર બનતા હતા. તેથી તેવા જંગલી પ્રદેશમાં તેવા ઘાવ રૂઝાવવાની દવાઓ અક્ષીર જાણુનારા દરેક લોકો હતા, તેથી જગમાલ ઠાકોર પેલા ઘાયલ માણુસને માટે મલમપટા બનાવવાનાં ઉદ્યોગમાં લાગુ થયો. તે ઘાયલ માણુસને અને તેની સ્ત્રીને રહેવાને માટે એક નાની ઝુંપડી સોંપી અને તેમાં તેમની ઉત્તમ પ્રકારની સારવાર કરવામાં આવી, આખો દીવસ આહાવાજ કામમાં જગમાલ

લ અને પથુખાંટ રોકાયો, દરદી માણસને માટે દયાળુ જગમાલે ઉત્તમ પ્રકારની સોઈ કરી હતી. અને જગમાલની દયાળુ વૃત્તિ જોઇને તે દરદીની સ્ત્રી વારંવાર પગલે અને ડગલે ઉપકાર માનતી હતી; તે સ્ત્રીની ઉમર લગભગ બાવીસ વરસની હતી. તેનો ચેહેરો ઘણો મોહક અને કાન્તી લાવણ્ય મય હતી. વિકારી પુરૂષોની વિચાર શકિત તે સ્ત્રીની નિખાલસ અને નિર્દોષ વૃત્તિ ઉપર દોષ મુકે તેવી હતી, પણ આ જંગલી ગામમાં તેવા વિકારી માણસો નહોતા, કારણ કે જંગલમાં નિવાસ કરનારા એક અંગી અને સત્ય ધર્મને માનનારા માત્ર અજ્ઞ છતાં એક પંથી હતા, વિદ્વાન અને સુજ્ઞ ગુણો તો માત્ર જગમાલ અને વિનોદશંકર એ બન્યે હતા. તે કેવળ ધર્મના માર્ગને જાણનારા અને કેવળ પરોપકારી હતા, તેથી તેઓએ પોતાની નિખાલસ વૃત્તિથી પોતાનો ધર્મ બજાવ્યો હતો.

જે માણસ વાઘના પંજાથી સખ્ત ઘવાયો હતો તે ઘણો ખુબસુરત અને ભવ્ય ચેહેરાવાળો હતો. તેજ પ્રમાણે તેની સ્ત્રી કેવળ રંભા જેવી હતી. છતાં તેઓ કોણુ છે! શા માટે આ તરફ જંગલમાં તેમણે પગે ચાલીને પ્રવાસ કર્યો છે. અને તેઓ કઇ બાજુએ જવાને ઇચ્છતા હતા. તે સમગ્ર ઇતિહાસ જગમાલ અને વિનોદશંકર એ બન્યે જાણવાની ઇચ્છા રાખતા હતા; પણ તે ઇતિહાસ જાણવાને હાલ તુરત અનુકુળતા નહોતી તેથી તે ઉપર અત્યારે તે બન્યોએ લક્ષ નહી આપતાં તે દરદીની સારવાર ઉપર વધારે લક્ષ આપવા લાગ્યા. સ્ત્રી પડી ગઇ, દરદી માણસને અલગ આપેલી ઝુંપડીમાં દરદી અને તેની સ્ત્રી એ બન્યે તેમાંજ રહ્યાં. અને ગઇ કાલ રોજના નિયમ પ્રમાણે જગમાલ પલંગ ઉપર બેસીને અને ભોજન લઇને હોકકો ગડગડાવવા લાગ્યો. તેમજ તેમની જોડે સર્વ કામથી અટપીને વિનોદશંકર પણુ પોતાના માંચામાં બેઠો; આ વખતે રાત્રીના આઠેક વાગ્યાનો શુમાર થયો હતો, બીજા કેટલાક જુવાનીયાઓના માંચા જોડે જોડે પાથરેલા હતા તેઓ પણ વાતના રસિયા હોવાથી જગમાલ અને વિનોદશંકર તરફ નજર કરીને બેઠેલા હતા, અને આજ શી વાત શરૂ થાય છે તે સાંભળવાને ઇંતેજાર બની રહેલા હતા, એટલામાં પેલી ઝુંપડીમાંથી પેલી સ્ત્રી બાહેર નીકળીને કહેવા લાગી કે હે ધર્માત્મા ભાઇ! તમે જે ઉપકાર કર્યો છે તેનો બદલો જરૂર પરમેશ્વર તમને આપશે, પણુ અફસોસ કે મારો પતિ પ્રાણુ રહિત થએલ છે માટે તેમના શબની સાથે મારે બળી મરવાનો ચોકસ વિચાર છે. તેટલા સારૂ કૃપા કરીને લાકડાંની મોટી ચિતા ખડકાવશો તો પરમેશ્વર તમારા સર્વનું કલ્યાણુ કરશે, આ પ્રમાણે તે સ્ત્રી પોતાના

નેત્રમાં આંસુ લાવીને કહેવા લાગી.

જગમાલ ઠાકોરે કહ્યું કે હે બાઇ! તમે સબુર રાખો અને તમારા પતિના શબ પાસે જઇને તમે બેસો; અમે તમારી આજ્ઞા પ્રમાણે કાર્ય કરવાને હાજર છીએ.

જગમાલનું વચન સાંભળીને તે બાઇ પોતાના પતિના મુડદા પાસે જઇને બેઠી ત્યાર બાદ ગામનો મુખો પટેલ પશુખાંઢ અને મિજબાન તરીકે રહેનાર જગમાલ ઠાકોર તથા વિનોદશંકર એ ત્રણે એકત્ર થઇને ચાર પાંચ ગાડાં લાકડાનાં મંગાવીને તુરત ગામની પરવાડે મોટી ચેહ ખડકી લાકડાં એવી રીતે ગોઠવ્યાં કે જાણે કોઇ નાનું સરખું ઉંચું ઘર હોય અને ગાળ સહીતનું સુશોભિત હોય તેવી ગોઠવણથી રચના કરવામાં આવી. સરાસરી ત્રણ માથોડાં ઉંચાઈવાળી ચેહ સોમણ લાકડાંના સુમારથી ગોઠવવામાં આવી. આ વખતે ઢોલ શરણાઇ વીગરે તૈયાર રાખવામાં આવ્યું. આમ બધું કરવાનો હેતુ જગમાલનો એ હતો કે તે વીસ બાવીસ વરસની તરૂણ વનિતા દેખાવમાં મોહક છે. વળી તેના વચના પ્રમાણમાં તેની દ્રઢ વૃત્તિ છે કે લોકોને બતાવવાની બાહ્ય દાંભિક વૃત્તિ છે! તેની પરિક્ષા લેવાની હતી. જો કે મર્ણ પામેલાની પાછળ સતિ થનાર સાધવીની ઇચ્છા બળવાની હોય તો તેને યોગ્ય બોધ આપીને નહી બળવા દેવાનો તેનો ચોક્કસ નિર્ણય હતો. પણ તે નિર્ણયની આગમચ યોગ્ય પરિક્ષા લેવાને માટે તેણે તે બાઇના કહેવા પ્રમાણે સર્વ પ્રકારનાં સાધન તૈયાર કરવામાં વાર કરી નહીં; સરાસરી રાત્રીના નવેક વાગ્યામાં તો તે સઘળુ તૈયાર કરવામાં આવ્યું તે વખતે બન્યો હાથ જોડીને જગમાલ તે સાધવી સ્ત્રીના આગળ ઉભો રહ્યો અને કહેવા લાગ્યો કે માતુશ્રી! આપની આજ્ઞા પ્રમાણે તયાર કરવામાં આવ્યું છે હું જગતનો ઠાકરડો છું તમે જાતીના કોણ છો! જો કે બ્રાહ્મણ હશો તો માત્ર મારો મિત્ર વિનોદશંકર બ્રાહ્મણ છે તે તમારા પતિના શબને સ્પર્શ કરી શકે તેમ છે, માટે જે કંઇ આજ્ઞા હોય તે આ સેવકને ફરમાવશો તેમ કરવાને હાજરછું.

પવિત્ર હૃદયવાળી સ્ત્રીયે કહ્યું કે ભલે કદી તે પવિત્ર બ્રાહ્મણ હશે તો તે સ્નાન કરીને અત્રે આવે અને હું તથા તે બન્યો મળી આ માંચાતે ઉચકીને જ્યાં ચિતા ખડકી છે ત્યાં લઇ જઇશું. અને તેમાં હું પલાંઠીવાળીને બેસું તે વખતે મારા સ્વામીનું શબ મારા ખોળામાં ગોઠવો અને પછીથી અગ્ની પ્રદીપ્ત કરે, એટલુંજ હું હવે કામ કરવાને લટકી આપુંછું.

તે સાધ્વીનું વચન માથે ચઢાવીને જગમાલે તેમ કર્યું, વીનોદશંકર

સ્નાન કરીને તે જગોએ હાજર થયો, અને તે સ્ત્રી તથા વાનોદશંકરે બન્નૌ મળી માંચાને ઉચકીને ચીતા ખડકી હતી ત્યાં જઇ પહોંચ્યાં. આ વખતે પાંચ પચાસ મશાલ કરવામાં આવી હતી. સઘળું ગામ સતી દેવીનો આશિર્વાદ લેવાને ઉલટ પાલટ થઇ રહ્યું હતું, કેટલી વૃદ્ધ સ્ત્રીયો અને તરૂણ ઠાકરડી બાઇયો શ્રદ્ધા પુર્વક નવાઇની રચના જોવાને તે જગોએ આવી ઉભાં હતાં, ગામમાં એક પણ ઝુંપડીમાં કોઇ માણસ હાજર રહ્યું નહોતું સમગ્ર ગામનાં બાળકથી તે વૃદ્ધ સુધીનાં તમામ લોકો તે જગોએ સતીના દર્શન માટે તથા આશિર્વાદ માટે અને અગ્નીમાં કેવી રીતે ઉત્સાહથી બળે છે તે જોવાને ટમટમી રહ્યાં હતાં.

ગોઠવેલી ચિતાના મધ્ય ભાગમાં પેલી સ્ત્રી પલાંઠી વાળીને બેઠી અને પોતાના સ્વામીના શબને પલાંઠી ઉપર ગોઠવ્યું પછી જગમાલને પોતાની પાસે બોલાવીને કહ્યું કે હવે કૃપા કરીને આ લાકડાં નીચે ચારે બાજુથી અગ્ની પ્રદીપ્ત કરો, હે ભાઇ ! તમે ઉદાર વૃત્તિવાળા પરોપકારી છો તેથી સદા સર્વદા પરમેશ્વર તમારૂ કલ્યાણ કરશે, અને તમારી વંશની વૃદ્ધિ થશે આ ગામના મુખી પટેલ તથા ગામના કેટલાક દયાળુ અને પરગજુ માણસોનું ઇશ્વર સારૂ કરશે. આ પ્રમાણે તે સ્ત્રીયે સર્વને આશિર્વાદ આપ્યો; પછી તેણીએ અગ્ની ચેતાવવાને આજ્ઞા કરી તે વખતે જગમાલે કહ્યું કે હે બાઇ સાહેબ ! હે માતુશ્રી ! તમારૂ પવિત્ર હૃદય આ પૃથ્વિને ધારણ કરનારૂ છે, તમારી સત્ય પ્રતિજ્ઞા જોઇને મને હર્ષ થાય છે પણ હું જે કંઇ વિનંતી કરૂછુ તે જો કે સાંભળશોતો હું મારા ભાગ્યને ધન્યવાદ આપીશ,

તે સાંભળી તે સ્ત્રીએ કહ્યું કે હે ભાઇ ! જે કંઇ તમારે કહેવું હોય તે કહો, હું સાંભળવાને તૈયારછું.

જગમાલે કહ્યું કે હે માતુશ્રી તમે કોની સાથે બળો છો ?

સતી—હું મારા પતિ સાથે બળુંછું !

જગમાલ—હવે તમારો પતિ ક્યાં છે !

સતી—માહારા ખોળામાં છે તે નજરે દેખાય છે તેજ છે.

જગમાલ—તમારા ખોળામાં માત્ર નિર્જીવ પદાર્થ છે જેવી રીતે આ સુકાઇ ગએલાં લાકડાં નિર્જીવ છે તેવી રીતે તમારા ખોળામાંની વસ્તુ છે તે વસ્તુ પૃથ્વિ તત્વમાં ખાખરૂપે સમાઇ જવાની છે; તો તેવા નિર્જીવને તમે પતિ શા માટે માનોછો !

સતી—હે ભાઇ ! આ માહરા ખોળામાં જે પદાર્થ છે તેને તમે નિર્જીવ કાષ્ટ તુલ્ય કહોછો. તે મારા પ્રાણનો આધાર અને મહારા જીવનના

સાથી છે, જ્યારે આ સ્થુળમાંથી મ્હારૂ સદાને માટે ભલું ઇચ્છનાર, મમતા રાખનાર, અને શુદ્ધ પ્રેમ રાખનાર પ્રાણ નષ્ટ થયો ત્યારથી મારૂ જીવન સર્વને માટે ભંગ થયું છે. અને એમ થવાથી હું પણ કાષ્ટવત્ નિર્જીવછુ. આ માહાગે આખરનો સાથી મિત્ર છે. માટે આખર અવસ્થામાં તેનો સાથ કરવો એ માહારો નિશ્ચય છે. હે બંધુ ! કહ્યું છે કે

## શાર્દુલ વિક્રીડિત.

**क्षीरेणात्म गतोदकाय हिगुणादत्ताः पुरा तेऽखिला,**
**क्षीरे ताप मवेक्ष तेन पयसा ह्यात्मा कृशानौहुत;**
**गंतु पावक मुन्मन स्तदभव दृष्ट्वा तु मित्रापदं,**
**युक्तंतेन जलेन शाम्यातिसतां मैत्री पुनस्त्वीदृशी ॥**

## અર્થ.

ચુલા ઉપર દુધ ઉકાળવાને મુકયું હતું તે વખતે દુધે પોતાની અંદર રહેલા જળને અગાઉ પોતાના સર્વ ગુણ આપ્યા હતા. દુધને એ ઉપકાર મનમાં જાણીને દુધને તાપ થતો જોઈ તે જળે પોતાનો આત્મા અગ્નીમાં હોમ્યો. (અર્થાત જળ અગ્ની સાથે પ્રથમ બળવા લાગ્યું) આવી રીતે પોતાના મિત્ર જળને આપત્તિ થતી જોઈ દુધ અગ્નીમાં તૈયાર થયું (અર્થાત્ત દુધનો ઉભરો આવ્યો) પછી જળથી જ્યારે તેને છાંટીએ ત્યારે તે ઉભરો સમી ગયો.

એવી રીતે જો કે તમે અત્યારે આ સ્થુળ દેહને નિર્જીવ કહોછો પણ જ્યારે તેમાં પ્રાણ હતો ત્યારે જે મમતારૂપી મારા તરફ હમેશાંને માટે અખંડ પ્રેમ હતો તે પ્રેમ વાસના દ્વારાએ સુક્ષ્મ દેહમાંથી રંચ પણ ખસ્યો નથી. ત્યારે તે અખુટ પ્રેમ રૂપી ઝરાનું પાન કરવાને માટે હું પણ સુક્ષ્મ દેહ માર્ગે શા માટે મારા પતિની શેવામાં કિંવા તેના અગમ્ય સ્વરૂપમાં જઈને ન ભળું ! પ્યારા સ્વામી વિના મારૂ જીવન હું આ સંસારમા કોને માટે જાળવું ! પ્રાણથી પણ પ્રિય વસ્તુ જ્યારે અલગ થઇ ત્યારે તેના અભાવમાં હવે પ્રાણને શા માટે પ્રિયગણું ! કાળે કરીને આ સ્થુળમાંથી તે જુદો થશે. ત્યારે અત્યારેજ જુદો થાય તો તેમાં શું નુકશાન છે માટે હે ભાઈ ! હવે જરા પણ વાર નહિ કરતાં આ વિશાળ ચિતાની આજુબાજુ જે ઘાસ ઘણી ગોઠવી છે તેમાં ચારે બાજુ અગ્ની મુકવાની શરૂઆત કરો.

એ ગામનો પશુખાંટ આ વખતે માથુ નમાવી હાથ જોડીને તે પતિ બાઈ પ્રત્યે કહેવા લાગ્યો કે હે માતુશ્રી કદાચતે એક અંગારો શરીરને •

આડકી ઝંપસે એટલામાંતો કુદમકુદા કરતાં એ દેવતાની લાહાય સમતી નથી તો પછે આ મારૂ એવું જીવતાં ચ્યમ બળી મરાય આ તો બહુજ કઠણ કમ છે, માટે બળીને મરવા કરતાં શ્રી હરીનું ભજન કરો તો ચેવું બહુ થાય !

પચુખાંટ બોલી રહેતાની સાથે નમ્રતા પુર્વક જગમાલે કહ્યું કે માતાજી ! તમારૂ કહેવું પ્રેમ પંથનું છે પણ તે પ્રેમ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી માયિક છે. તમે તમારા અંતરાત્માને જોઇને આનંદમાં વખત કાઢો અને આ હિંદ પ્રદેશમાં અજ્ઞાન સ્ત્રીઓના હૃદયમાં જે દુરાચારે પ્રવેશ કર્યો છે તેને આપ પોતાના સદબોધ મંત્રથી દુર કરો, કેટલીક અસંખ્ય સ્ત્રિયો પતિવ્રત ધર્મને નહિ જાણનારી સ્વચ્છંદી સ્વેચ્છાચારી અને ઝહેરી બનેલીયો છે તેવી તે શિક્ષણ આપવાને તમારી જીંદગી ઉપયોગમાં લેશો તો તમે હિંદનું કલ્યાણ કર્યું કહેવાશે અને તે સાથે તમે તમારા પવિત્ર આત્માને પવિત્ર મનવડે નિહાળશો તો તેથી આપને અધિક આનંદનું સુખ પ્રાપ્ત થશે એવી મારી નમ્ર વિનંતી છે.

ચિતામાં દ્રઢ કલ્પનાથી બેઠેલી તરૂણ વનિતાએ સ્મિત હાસ્યથી કહ્યું કે શત્રુની સેનામાં વિજય પ્રાપ્ત કરવાને માહાશુર જવામર્દને સાત્વિક વૃત્તિના અને નિવૃત્તના બોધ આપીને પાછો વાળવા પ્રયત્ન કરશો તો કદી પાછો ફરશે નહી. અપુર્ણ.